# વિલાયતના કવીશ્વરો

તેઓના જનમચરીત્રો, તેઓના લખાણો અને
તેમના કવનોની વીગતો.

ગુજરાતી ભાષામાં રચનાર

## કાવસજી નવરોજી વેસુવાલા.

(આ પુસ્તક સને ૧૮૬૭ના ૨૫માં કાયદા પ્રમાણે




મુંબઈ:
જેહાંગીર બેજનજી કરાંણી,
પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર,
નં० ૧૮, પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

૧૮૮૦

આઝમ મેહરબાન રાજમાન રાજે શ્રી

રાઓ બહાદુર મણિભાઈ જસભાઈ

કચ્છના માનવંત દીવાન સાહેબ

ને

તેમની સ્વદેશી ગુજરાતી ભાષાના

યોગ્ય ઉત્તેજન માટે

આ પુસ્તક

એઓના આજ્ઞાકિત

સેવક

કાવસજી નવરોજી વેસુવાલાએ

માન પૂર્વક અર્પણ કરયુંછે.

# પ્રસ્તાવના

Lives of great men all remind us
We can make our lives sublime,
And departing, leave behind us
Footprints on the sands of Time.

*Longfellow.*

માણસ જાતના પેદા થવા અને આ દુન્યામાં પુરતી રીતે આગકારા થવા પછી તવારીખે તેમની હાલતપર જે અજવાલુ પાડ્યુછે તે પરથી અનુમાન કરી શકાયછે કે તેમની નાશ કરનારી તથા યુદ્ધ શક્તીઓ આગલા પેહેલા જમાનામાં ઘણાં જોરમાં ખીલેલી હોવી જોઇએ. મીસરના તથા ઇરાનના રાજો સર્વથી પુરાણાં હતાં અને એ માહાભારત રાજપોની જે ખુવારી થઇ તે પણ તેમની પોતાની લડાયક રાજનીતીનું પરીણામ હતું. જે રાજાપો એકેકની અદેખાઇના મારયાં લખો લોકોની ખુવારી કરી કીર્તીના મંડીરમાં પોતાનો લેખ મારી ગયાછે તેમની નાશકારક લડાઇઓ તથા જંગલી જહનુનનાં સીહા ધાભાંથી તે કીર્તી આજના વીચારવત ભેજાંને તદન કાલી ભાસેછે. એજ પ્રમાણે અનુક્રમે યુનાન, રોમ, તથા ગોથ્સ લોકોના ખીલતા વખતમાં યુદ્ધ કલા તેના જંગલી પણ તીક્ષણ લેબાશમાં મચી રહી હતી. જે દેશોએ દુન્યામા સર્વથી ચડતો દરજજો મેલવવા ખાતર લખો અને કરોડો મનુષોનો ભોગ આપ્યો,—જે દેશો લડાઇનાં જહનુનમાં આવી સીસોસત્રીસ, સેમીરેમીસ, સલા, ઝરકસીસ, સીઝર, સીકંદર વગેરે દોર ચલાવનારાં જંગીઓની ગોલામગીરી કરતાં, અને તેમના હોકમ પ્રમાણે નીરદોષ માણસો, ઓરતો તથા બાલકોને કાપવામાં સરફરાજી સમજતાં—તે સઘલાં આજે ખાક બરાબર નામોશી અને અપકીર્તીમાં દહાડા કાઢેછે.

આગલા વખતમાં કવીતા રચાઇછે તે પણ ઊપલાંજ જહનુન અને લડાયક દોરને લીધેછે. જે માફક લડાઇઓ ચાલતી,

હતી અને ખુવારીનો આતશ દરેક દીલમાં સળગતો હતો, તર્જ માફક તે યુદ્ધ અને તેમાં નામ કાઢનારા જંગીઓની તા-રીખ ગાવામાં તેવાજ જોરાવર સરોદોનો ખપ પડતો હતો, અને તે કવીતાએ પુરો પાડયોછે. જોકે એવાં ખુનો—એવા ગલીચ વે-રભાવીક જુસ્સાઓ—એવા નીરદાવોને કાપનારા જંગીઓ—હાલ-ના આપણા જુસ્સાઓને સુધારનારા વખતમાં સાધારણ ધીક્કા-રને લાયક થઇ પડેછે, અને તેમનું ઓસ્તવારી જોર સુધાર પાછળ વાપરવાના કરતાં આવી ખુનખાર લડાઇઓ પાછળ વા-પરવાથી કઠોર અને નીર્દય લાગેછે, તોપણ આ એક નોંધી લે-વા જોગે વાતછે કે જે માહાન કવિઓ બે હજાર વરસોની વાત પર થઇ ગયાછે તેઓ તેવા નીર્દય દેખાવો ચીતારવાને એક જા-તની ખુશી લેતા હતા, અને તેથીજ તેમના લખાણો અને કવેતો તે ખુશાલીના તત્વથી જોરાવર અને ત્રાસદાયક લાગેછે. હોમર કવિનું *Illiad* અને વરજીલનું *Æneid* કાવ્ય એજ જાતનાં છે. પાછળથી સ્પેન અને પોરતુગાલના પ્રસીધ્ધ ચડીયાતા વખતમાં તથા પંદરમી સદીમાં ઇટાલી દેશમાં પણ એવાંજ મનો-રંજક તથા લડાયક કવીતાથી ભરપૂર પુસ્તકો પ્રગટ પડયાં હતાં. ઇટાલયન તેસો કવીનું કાવ્ય *Jerusalem Delivered*, એરી-ઓસ્તોનું *Orlando Furioso*, તથા પોરતુગીઝ કેમોઅનનુ *Luciad* એજ વર્ગને લગતાંછે. જગ પ્રસીધ ફીરદોશીનુ શાહ નામું પણ ઇરાનના અસલ દોરનુ ઉપલાંજ કવેતોની માફક વર્ણન કરેછે. હીંદુસ્થાનના કેટલાંક કવેતોમાં પણ એવુંજ લડાયક જોર સમાવેલુંછે. રામ અને રાવણની લડાઇ, પાંચે પાંડવોની કારકીરદીનું બયાન. વગેરે સાબેતીમાં આણી શકાશે. લડાઇનો દેમાગ એટલો ઊમેદરનારો તથા લલચાવનારો છે કે તેના બા-હારના માત્ર રંગીન દેખાવપરથી તેના વેરભાવીક કારણો તથા તેની પાછલી ખુવારીભરી અસરો મનમાંથી તદન ખસી જાયછે.

પણ પંદરમી સદીમાં જ્યારે વીલાયતમાં કવીતાનો શોખ વધયો ત્યારે ત્યાંના કવીઓએ ઉપલા સર્વ કવેતોની નકલ કીધી નહી, પણ કવિતાનો મુખ્ય વિષય પ્યાર ગણી મનની દરેક હા

લતને વર્ણવવા માડી માણસની છદગીના શુભ કારણો, તથા તે મના મનના વીકારો, તથા ખરી અને ખોટી પ્રીતોની રીઝન તે આ વીનાયતી કવેતોમા જોવામા આવેછે, અને તે કવિતાના એક પ્રસિદ્ધ અભ્યાસી તરીકે આ નીચલો રસાલો એ ના લખનારે પ્રગટ પાડયોછે શીલર, હીન, ગેયથ વગેરે જરમન અર્વાચીન કવીઓએ પણ ઉપલો ઇંગ્રેજી કાનુન સ્વીકારયોછે, અને તેમની મુકાબેલ કુદરતના અયત બારીક દેખાવો તથા અદભુત પ્રાક્રમો ચીતારયાછે, અને જોકે યુરોપના બીજા દેશો એ ઘણાક સાહાસીક નાટકોનો ચીતાર આપ્યોછે, તોપણ વીનાયતના નામાકીત નાટક લખનારાઓની બરોબરી આજે કોઇપણ દેશના નાટક ગ્રંથકારો કરી શકતા નથી.

ગુજરાતી લખાણમા એક પારસી કદીપણ નીભી શકે નહી એવા ચાનતા સાધારણ ગુમાનમા વીસવાસ રાખી તથા આજના વખતમા નાટકો, નોવેલો અને વારતાઓ પાઠક પ્રજાનો શોખ વનગેલો જોઇ કઇ પણ નજીવા સગીન લખાણ પ્રગટ કરવામા લખનારાઓ સામા વગોવાયછે તે સચાઇને સ્વીકારી, બે વરસ સુધી આ રસાલો દા બી રાખ્યો હતો, તે માન હાલમા રાવબાહાદુર મણીભાઇની લાયકી તથા ઉતેજણને આધારે બહાર પાડયોછે

ગુજરાતી ભાષાની વર્ણયોજનાના કાયદા કદજ નથી, તેથી તેના લખાણમા, તેના બોલાનો જોડણીમા, તથા તેના વાકયોની બનમા ઘણીક ખામીઓ રહી જાયછે, તેવી કેટલીક ખામીઓ જો આ પુસ્તકમા જોવામા આવેતો, આશાછે કે તે દરગુજર કરવામા આવશે

# સાંકલ્યુ.

# વિલાયતનાં કવીશ્વરો.

## પ્રકરણ ૧ લું.

પ્રાચીન કાળના વિદ્યા અભ્યાસને માટે પંકાયેલાં હીંદ દેશની સ્થિતિ સાથ તેની હાલની અડતે દરજ્જેના વિદ્યા હુંનરો અને કેળવણીથી ભરપુર હાલત સરખાવતાં કેટલો સંતોષ ઉપજશે વારૂ ? હીંદુ, મુસલમાન અને મોગલ રાજાના વખતમાં દેશ દોલતમાં તો મગરૂર હતો, પણ આબાદી, સુખ, નચીંત સંતોષ અને ઘર જરૂર રીતભાતોમાં તે કેટલો દલદર હતો ? યુદ્ધના જંગલી ઓજારો તો તેના હાથમાં રમી રહયાં હતા, પણ હુંનર, કલા તથા સંસાર ઉપયોગી બાબદોમાં તે કેટલો પછાત હતો ? ધર્મનું જહનુંન પોહલું ફેલાયલું હતું, પણ કેળવણીના ખી પણ દીપેલાં ન જોવામાં આવતાં. હરીફાઇ, મીનાકેસો, ને મારામારીના સાધણો દગેદગ માલમ પડતાં હતાં. નબળાઓ ઊસકેરાયલા રેહેતા ને તવંગરો લુટફાતમાં દીન ગુજારતા. દેશની મુખરાઇ અને રૈયતની આબાદાની જાળવવા કીજે કઇપણ ખદોબસ્ત હતા નહી. બ્રામનોનો દોર પુર જોસમાં ચાલતો હતો અને ગરીબ નાતવાન લોકોના પૈસા ધર્મને બાહાને તેઓ લુટતા હતા. ખુનખાર લડાઇના બોજા તળે દેશ કંગાળ બનતો ગયો, અને રસાલ ફલદ્રુપ જમીન વેગણ અને ઉજ્જડ દેખાવા લાગી. રાજાઓમાં માહોમાહે ફુટફાત થઇ અને એકમેકની મારામારીથી દેશનો અંગ્રેજ ધણી થયો. અંગ્રેજોએ એક પછી એક મુસલમાન રાજાઓને દબાવ્યા, પીંડારી ટોલીઓનો નાશ કીધો, મરાઠાઓનો પરાજય થયો, અને લુટફાતીયા ભીલોને દેશમાંથી હાંકી કાઢયા. તેમણે રસ્તા બંધાવ્યા, નેહેરો ખોદાવી આપી, પાહાડો ભાંજી તનલો કોરાવી સડકનો રસતો કાઢયો, વીજલીક તારનું દોરડું ચોમેર લંબાવ્યું, અને ઉજ્જડ જમીનને રસાલ

અને ફલવંત બનાવી• જ્યાં કુધારો હતો ત્યાં સુધારો કીધો ; જ્યાં લડાઇ અને લુટફાત ચાલતી હતી ત્યાં સંપજ અને સલાહથી લોકોને વસાવ્યાં, અને જે અંધેર કારભાર અને સર્વ ગોટાળા• જેવું હતું તે સેહેલ અને સુતરે રસ્તે પાર ઉતાર્યું. જે રજપૂતો બલવાન અને ખુનખાર અસલ દેખાતા હતા, તેઓ પણ નમીને ચાલવા લાગ્યા, અને તીર કામઠા તથા તરવારને બદલે હલ અને કોશથી મેહેનત કરવા લાગ્યા. સમાધાની ચોતરફ ફેલાઇ, નવાં નવા હુંનરો તથા ઊદ્યોગના રસ્તા ઓઘલા મુકયા, ને દેશને તેની ફસાદખોરી અને અવિધ વસ્થિત હાલતમાંથી ઇંગ્રેરાજ્યે બચાવીને આબાદ અને હસ્તુ કર્યું. નીર્જીવ અને અપ્રસીધ હતું તે હુશયાર અને કિર્તીવાન આજે દેખાય છે •ધન્યછે તે રાજને જેણે પૃથ્વીની સરજમીન ઉપર મોટી ફતેહ મેલવી છે. જેણે ઉજાડ અને વેરાણ મુલકો વસાવ્યા છે અને જેણે પોતાના દેશના સુધારાના કીરણ ચોમેર પુર પ્રસાર કરયાં છે અને હીંદ દેશ આજે એ રાજ્યપર શું મગરૂર નથી ? જે રાજની વિખ્યાતી દેશેદેશ ફેલાયલી છે, જે નબળાને સાહાય થાયછે અને તવંગરને ઉપદેશ આપે છે, તથા જેની ચડતી હાલત મેલવવાને દુન્યનાં સર્વ રાજો આજે હરીફાઇ ચલાવે છે, તેવા એક પ્રકાશીત રાજના છાંયા હેઠળ આસરો પામ્યા છે એવું સમજી હીંદ દેશની પ્રજા કેટલી મગરૂર છે, અને તે બોહલી શકિતવાલા સાહેબની કેટલી શુકર ગુજારી કરે છે ? જોકે તેમના રાજ્ય પ્રકરણમાં તથા તેમની કારકીરદીમાં ભુલો અને ખામી હશે પણ તેથી એકદમ પ્રજાએ બેઇતબાર બતાવી અસંતોષી થવું ન જોઇએ.

પણ આપણને તો ઇંગ્રેજના રાજકારભાર સાથે કામ નથી આપણને તો એની ઘણીક કલ્યાણ શકિતઓમાંની એકાદ સાથ વલવું છે, અને તે કેલવણી છે તે તેની વિદ્યાનો અપ્પુર ખજાનો છે. તેજ સંપાદન કીધાથી વેલાત દેશ આજે ચડતો દરજ્જો ધરાવે છે વિદ્યામાં તેની દોલત સમાયલી છે. વિદ્યા શીખ્યાથીજ હુંનર ખીલે છે અને નવી નવી શોધો માણસ જાતના ફાયદા માટે પ્રગટ પડે છે. અને ઇંગ્રેજના રાજ્યથી હીંદુસ્થાનને બીજો મોટો કયો ફાયદો થયો છે ? Knowledge is

power—શીલસુફ બેકન કહી ગયો છે અને તે એ રાજના ભાખમાં તદન ખરૂં પડેલું જોવામાં આવે છે. વિદ્યા તે માણસના હાથમાં રાજનાં કરતાં વધારે અગત ધરાવનારી સતા છે, અને તેથીજ તે પોતાની આસપાસનાંઓપર ઉપરીપણું ભોગવી શકે છે. એક અભણ ને મુરખ્ખ રાજાની સતા તો પવનના ઘડીભર જોસ મીસાલ છે,—જરાવારમાં તે ભરગ્ભુસ કરી દબાઇ જાય છે. પણ એક કેલવાયલા અને વિદ્યા અભ્યાસી માણસની સતા તે જીવે ત્યાં સુધી ટકે છે. એજ કારણને લીધે પ્રધાન રાજાના કરતા વધારે કિર્તી પામે છે. આવી સતાવાલી કેલવણી સંપાદન કરવાના સાંધણ જે હાલ ઇંગ્રેજ સરકારે દરેક માણસના તાબાતલે મુકયાં છે ત્યારે કોણ તેનો ઉપ્યોગ કરવાને પછાત રેહેશે વારૂ ? તોપણ અફસોસ કરવા જોગ વાત છે કે હીંદુસ્તાનનો અરધો અગ્ધ ભાગ આવી કેલવણીના સાદાં મુલ તત્વોથી પણ બેનસીબ રહેલો છે.

---

## પ્રકરણ ૨ જું.

આગલા હીંદુસતાનના દેશી રાજાઓના વખતમાં લોકો પોતાની ભાષાનું પુરૂ પાધરૂ જ્ઞાન પણ ધરાવતા નહતા. બ્રામનો અને ધર્મના ગુરૂઓ વીદ્યાના વીવેકનું ડોલ માત્ર ઘાલતા, અને દેશીઓ તેમનાપર પુર વીસવાસ રાખ્તા હતા. પણ હાલ જમાણો ફેરવાયોછે અને આગલના પંડીતો હવે અભણોમાં ખપેછે. આજે મધરાસમાં અને દક્ષીણ હીંદુસતાનમાં તેલુંગુ અને કેનેગીસ ભાષા શીવાય ઇંગ્રેજી ભાષા પણ ઉલટથી લોકો ભણ્યાં છે. ઘણાજ સામન્ય માણસો જેવા કે કોલી, મોચી, પોરતર વગેરે—ઇંગ્રેજી બોલવા લખ્વા શીખ્યાછે. મદરાસની સ્ત્રીઓ પણ એજ પ્રમાણે ઇગ્રેજી શીખેલી છે. એક સાધારણ મદરાસણ આવા પણ સારૂ ઇંગ્રેજી બોલી વાંચી જાણેછે. એજ પ્રમાણે બંગાલ ઇલાકા તરફ જોતાં પણ નજરે પડેછે. ત્યાંના બાબુઓ અને તેમની સ્ત્રીઓતો ઇંગ્રેજીમાં પ્રવીણ ગણાયછે. કલકતાના કેલવાયલા પારસીઓ તથા તેમના બૈરાં છોકરાં વગેરે ઇંગ્રેજી

બોલીવાથી જાણેછે. ત્યાં ગુજરાતી નીશાળ એકે નથી કે તે બા-પડાં પોતાના મુંબઇગરા વતણીઓની મુખ્ય ભાષાનું જ્ઞાન મેળ-વે. મુંબઇ તરફ નજર કરતાં આપણને સારો દેખાવ નજરે, આવતો નથી. જોકે હાલના વખતના સર્વે જાતના અને કોમ-ના જવાનો ઇંગ્રેજી શીખેછે, તોપણ ઉપલા બે પ્રેલાકોની બરા-બર તેઓની સ્ત્રીઓ ઇંગ્રેજી કેળવણીમાં ઘણીજ પછાતછે. કેટલાક મુસલમાન નરો ખુદ કેળવણીથી બીન વાકેફ રેહેછે. કેળવ-ણીની બાબદમાં આ મોટો ટોલો સર્વથી પછાત પડેલોછે.

હાલના વખતમાં પારસીઓ તથા હીંદુઓની અંદર ઘણા-જ નાના પાયાપર અને ચોકસ હદ સુધીજ સ્ત્રીઓને ઇંગ્રેજી કેળવણી આપવાને હીલચાલ થયલી જોવામાં આવેછે તે સંતો-ષ કારક નથી. જેમ મદરાસ તથા બંગાલના લોકોની સ્ત્રીઓએ એ ભાષાનું જ્ઞાન લીધુછે તેમ આગળ ચાલતા મુંબઇના સર્વે પારસી, હીંદુ તથા મુસલમાનોએ પણ પોતાની સ્ત્રીઓને તથા છોકરીઓને ઇંગ્રેજી કેળવણી આપવાની ફરજ પડશે એ વાત સ્વભાવીક છે, તેમજ તે દેશીઓને પોતાને માટે પણ લાભ કા-રીછે. હાલના વખતમા જોકે કેટલાક લોકો એવી કેળવણીની સામે થાયછે તેથી કઇ આ શુભ નેમ ભંગ થઇ નથી જે જે દે-શોમા તમે જોશો તો માલમ પડશે કે તે દેશના લોકો ઓછા-મા ઓછી બે ભાષાનું તો સાધારણ જ્ઞાન ધરાવેછે. વેલાત તરફ જોવો—ત્યાં જરમન, ફ્રેન્ચ તથા ઇટાલીઅનનો અભ્યાસ ફે-લાયલોછે. ફ્રાન્સમાં પણ ફ્રેન્ચ વતરીગે પ્રઇંગ્રેજીને જરમન તથા ઇટાલીઅન ભાષાઓ શીખવવામાં આવેછે. ફ્રેન્ચ ભાષાતો યુરોપ-ખંડના દરેક દેશમાં બોલાયછે. વળી પોલાડ દેશનો દાખલો લેવો. એ દેશ ઘણો ખરો રશીયાના તાબા તળે છે ત્યાં પણ તેના રાજકર્તાની ભાષા ઘરેઘર બોલાયછે. એ પ્રમાણે જ્યારે ઇંગ્રેજ સરકારનું હીંદુસ્થાનમાં રાજ છે ત્યારે આપણને તેની ભાષા પણ હાંસલ કરવી જોઇએ, એ આપણા પોતાના ફાયદા કા-જે છે. જો એમ ન થાય તો રાજકર્તા ને પ્રજા વચે મોટો તફાવત રહી જાયછે. વાસ્તે પારશીઓએ શું કે બીજા દેશીઓએ પોતાની જાતી ભાષાની કેળવણી આપ્યાબાદ બેટાબેટીને ઇંગ્રેજી

કેળવણી આપવી જરૂરની છે. યુરોપમાં અને અમેરીકા ખંડ-
મા હજારો અને લાખો સ્ત્રીઓ કારકુનો. દાકતર, વકીલ વગેરે
અનેક ધંધા કરેછે. અને એથી તેઓ ગરીબ લાચાર માબાપો-
નું પુરૂ કરવાને શક્તિવાન થાયછે.

ઇંગ્રેજી ભાષાનું ખેત્ર બહુ મોટું છે. તેમાંથી જે ફુલો
ઉગેછે અને જે નિતરોજ ઉગતાં જાય છે તે બહુ આશ્ચર્ય પ-
માડનારાં છે. જેટલું ઇંગ્રેજીમાં વાંચણ છે તેટલું આજે
દુન્યાની બીજી કોઇ પણ ભાષા ધરાવતી ન હશે. ઇંગ્રેજીમાં
જે જે પુસ્તકો છે તેનો સામટો અભ્યાસ તમારેથી મુદલ થાય
નહી એટલાં તે અગણીત છે. જમાનાઓની વિદ્યા અને વિ-
ચારો તેમાં સમાવેલા છે. વાસ્તે જે ઘણી વિદ્યા અભ્યાસનો
શોકીન હોય તેણે માત્ર ઇંગ્રેજી ભાષાજ શીખવી છે. તેજ
માત્ર શીખ્યાથી તે જમાનાઓનો ઇતેહાસ અને દરેક દેશનો
તથા ભાષાનો વૃતાંત મેલવે છે. ન્યાય શાસ્ત્ર, નીતી શાસ્ત્ર, પદાર્થ
વિજ્ઞાન શાસ્ત્ર, તવારીખ, કવિતા સંબંધી તથા ગદ્ય વગેરે પુસ્તકો
સંખ્યાબંધ વાચવા લાયક છે. નીતી, વચન, વિવેક, સંતોષ
ખુશાલી, દલગીરી વગેરે તમારી સર્વે લાગણીઓ ઉસકેરે એવાં
પુસ્તકો છે. એ સર્વે પુસ્તકોમાં કવિતા મોટો દરજ્જો ધરાવે
છે તેમાં કુદરતી વિચારો કુદરતની એબારતમાં આપેલા છે
તેથીજ તે આપણું મન ઘણું રીજવે છે. કવિ શકિત એક
ઇલાહ શકિતી માણસમાં ઉતરેલી સમજવામાં આવે છે. પણ
તેવા ભાગ્યશાલી પુરૂષો થોડાજ હોય છે. કવિતા અથવા બેટ
દરેકથી કઇ જોડાતા નથી. એવી મોટી કલ્પનાના માણસો તથા
ઊંડા વિચાર ધરાવનારા પુરસો થોડાજ નીકલી આવેછે. ઘણા-
એક પંડીતો એ કામમાં નિષ્ફલ થયા છે, તેથીજ એવું કહેવામાં
આવેછે કે માણસો ઇલાહ જોહાનથીજ કવિ શકિત મેલવી આવે
છે. "A poet is born as such, not made so.",
તેથીજ કરી આ ચોપડીમાં ઇંગ્રેજી કવિઓની બાબદ સમાવીછે.
ઇંગ્રેજ લોકોમાં ઘણા સરસ કવિઓ થઇ ગયા છે તથા તેમની
બેટબાજી ઘણી મધુર છે. જેઓ ઇંગરેજીના જ્ઞાનથી તદન બેન-
સીબ રહેલા છે તેમને ઇંગ્રેજી કવિતામાં શું શું બોધ સમાવેલા

છે તથા તેની એબાગત અને ગમીની જબાન તથા તરેહવાર ગ્મના તથા તેનીખુબીઓને સારાશ સમજાવવાની આ ચોપડીમા નેમ રાખી કે આપણા દેશનરી લેતા જવાનોને તથા સાના ગણુ વાચનારને લાયક થઇ પડે તે માટે દરેક કવિનો ટુક પણ જાણવા જોગ અહેવાલ તેમની કવિતાના સારાશ જોડે આપ વામા આવ્યો છે અગધા અરબ ગુજરાતી લીપીમા લખાયના પુસ્તકો, તથા નાગતાની ચોપડીઓ નાટકો વગેરે ઇંગ્રેજીમાથીજ ઉતારી લીધા છે તે પણ વાચનારના જોવામા આવશે

---

## પ્રકરણ ૩ જું.

ઇંગ્રેજી ભાષાની અદર ઘણાક દેશના લતનો સમાયના છે જે વખતે ઇરાન અને મીસર દેશ ચડીઆતા ગણાતા હતા તે વખતે ઇટાલી અને ગ્રીસના ગજો માત્ર માનભમથામા હતા તે સમે વેલાત દેશ તો ઘણોજ કગાળ અને જગલી હાલતમા હતો મીસર દેશના ફીનીશીયન લોકો (the Phœnicians of Egypt) અને ઇરાનના ઓલમાઓ (the Magi of Persia) તે કાળના વિદ્યા હુનરમા પ્રવીણ ગણાતા હતા પણ જેમ જેમ ગ્રીસ અને ઇટાલીના ગજો બળવાન થતા ગયા તેમતેમ મીસર દેશ અને ઇરાન પડતી હાલતમા આવવા લાગ્યા મહોમાહેના કુસપથી ગ્રીસનુ ગજ ઇટાલીના રોમન લોકોને સતાધીન થયુ એ વખતે રોમ શેહેર તેની પુર જોબન અને દમામમા હતુ તે વખતે ઉત્તર ધ્રુવ તરફના ગજયો જગલી લુગરી ટોળીઓથી વસ્યા હતા ગ્રીસના પડવા પછી રોમન લોકોએ સ્પેન દેશ જીતી લીધો ઇરાન દેશ જે ગ્રીક લોકોના મેસીડોનીયન જાતના સરદાર એલેકઝેનડરે તાબે કીધો હતો તે પણ થોડા વરસની ખુનખાર લડાઇ ચલાવ્યા પછી રોમન લો કોને હાથ આવ્યો જુલયસ સીઝરનો એ દોરનો વખત હતો તેના વખતમા રોમ શેહેર દુન્યામા સર્વથી નામીચુ અને સુન રેલુ લેખાતુ હતુ એશીયા અને યુરોપ ખડના સર્વ જાહેર સુતનો રોમની ફરમાબરદારી કરતા હતા વેનાત દેશપર રોમન

લોકોએ ચડાવો કીધો અને ત્યાંનો પણ થોડો મુલક હાથ કીધો હતો ત્યાના રાજાઓ ઇસુખ્રીસ્તના આવ્યા પછી નજદીક પાંચસો વરસ તુલીક રોમને ચોથાઇ આપતા હતા પૃથ્વીની અનેક વસતીના મુલકોપર રોમન લોકોને વાવટો ઉડતો હતો પણ માણસનો લોભ માણસને પોતાને આખરે ખુવાર કરેછે તેમ રોમનો લોભથી ખુવાર થયા તેઓથી બેહદ પ્રગણાંઓપર અમલ જનવઇ શકાયો નહીં, તેમના રાજાઓ અને પ્રજાનો વચ્ચે તુટફાત થઇ, બદી અને લાલચથી દરેક દેશમા અંધેર કાર ભાર ચાલવા લાગ્યો, પ્રજાઓ બંડ ઉઠાવા લાગી અને ઉત્તર તરફથી ગોથસ લોકોની પાકાંડી ટોળીએ જંગલી જહનુનમા આવીને તેમના સર્વ રાજ્યનો નાશ કરયો આ ગોથ લોકોથી રોમન લોકોનો પરાજય થયલો જોઇને યુરોપના બીજા રાજાઓમાં દહેશત પડી ઇસુખ્રીસ્તના આવ્યા પછી સાતમી સદીનો એ વખત હતો. ફ્રાન્સના નામીચા રાજા ચાર્લામેને આખરે ગોથસ લોકોને હરાવ્યા, ને તેમને યુરોપનાં દક્ષિણ કીનારા ભણી હાકી કાઢયા, જયા તે લોકોએ ગ્રેનેડા શેહેર વસાવ્યુ. આ શેહેર આજ પણ મુર લોકોના શેહેરને નામથી ઓળખાય છે.

ઉપલી ટુંક તવારીખના ફકરાથી વાચનારને વાકેફ થીના પછી એ સર્વ દીનચાલોથી ઇગ્રેજી ભાષાપર કેટલી અસર થઇ તે સમજી શકાશે મીસર અને ઇરાન દેશના વિદ્યા હુનરોથી ગ્રીક લોકો વાકેફ થયા, અને તેમને બેરનો તેઓએ નવો સુધારો કીધો, તથા તેમનામાં સોક્રેતીસ, પ્લેટો, એરીસ્તોતલ, ડીમોસથીનીસ વગેરે ફીલસુફોનો એક નવો વર્ગ ઉભો થયો લાઇકરગસ અને સોલન જેવા ન્યાય શાસ્ત્રીઓએ ઇરાન અને મીસર દેશના ધોરણપર પોતાના દેશના કાયદા માટે કાયદા ઘડયા કવિતાનો પાયો પણ પેહેલા એજ યુનાન દેશમા રચાયો. ગ્રીક લોકોએ ત્રોજનોના ત્રોય શેહેરપર દશ વરસ સુધી ઘેરો નાખી આખરે ફંદ રમીને તે હાથ કર્યું, તેનું વર્ણન અમુલ હોમર કવિની 'ઇલીયડ' નામની કવિતામા જોવામા આવશે. હોમર કવિને આજ દીન સુધી પણ કવિતાનો બાપ કરી બોલાવામા આવેછે, કેમકે અસલના વખતનાં જે જે પુસ્તકો અજાનામાં

આવ્યાંછે તેમાં કવિતાનું પેહેલું અને સરસ બેટબાજીમાં રચાએલું પુસ્તક ઉપલા ગ્રીક ગ્રંથકારનું બનાવેલુંછે. ઇસુખ્રીસ્તની નવસો વરસ આગલ આ લખેલું ધારવામાં આવેછે. હોમર કવિ પછી યુનાન દેશમાં ઘણાક કવીઓ થઇ ગયાછે, અને હાલના વખતમાં કવિતા જે સરસાઇ ભોગવેછે અને જે ચડતી હાલતમાં રહીછે, તે એજ યુનાની ગ્રંથકારોની રચના, તેમના બાંધેલા કાયદા અને તેમની સાદી અને દીલપસંદ એમારત જાલવી ગયાનું પરીણામછે.

જ્યારે યુનાન દેશ રોમન લોકોના તાબામાં ગયો ત્યારથી તેમની ફુલસુફી અને તેમના ઉમદા અને મનોરંજક પુસતકો પણ રોમન લોકોના સવાધીન થયાં રોમ શેહેરમાં—બલ્કે આખા ઇટાલી દેશમાં—તે વખતે લાટીન ભાષાનો બોહલો અભ્યાસ ફેલાયલો હતો, અને જ્યારે યુનાન દેશની ફીલસુફીના જહવેર તેમના હાથમાં આવ્યાં ત્યારે તેઓ પુર પ્રસારે પામ્યાં. રોમ શેહેરનો તે વખત ચડીયાતો હતો, અને તેના લડાયક દોર વેલા ત્યા પ્રજાસતાક રાજ સ્થાપેલું હતુ. પણ કેલવણીના પ્રસારથી અને યુનાન દેશની વિદ્યાના અધીક જોરથી રોમ શેહેર તે વખતે સુધારા અને જાહોજલાલીમાં એકલું આગેવાન હતું. હોમર અને બીજા યુનાની કવિઓની નકલ વરજીલ, હોરેસ અને ઓવીડ વગેરે ઇટાલ્યન કવિઓ લાટીનમાં કરતા, અને એ રીતે દેશે દેશ કવિતાનો શોખ વધયો એટલુંજ નહીં, પણ પાદશાહોની દરબારમાં કવિઓની જગા થવા લાગી

વેલાત દેશપર રોમન લોકોના ચડાવા પછી લાટીન ભાષા ત્યાં પણ દાખલ થઈ. ફ્રાન્સ, સ્પેન વગેરે આસપાસના મુલકોમા તો તે આગલાગ થઇ હતી. રોમન લોકો વેલાત દેશ છોડી ગયા પછી ડેન લોકોએ તેનીપર હોમલો કીધો, અને કેટલાંક વરસ સુધી પોતાના કબજામાં રાખ્યું. તેઓ પછી સેક્સન લોકો આવ્યા અને પોતાનો અમલ ચલાવવા માંડયો. ત્યાર પછી નોરમનોએ દેશ જીતી લીધો, અને હેસતાંગસ આગલ લડાઇ કરીને હેરાલ્ડ નામના સેક્સન રાજાને હરાવ્યો. (ઇ. સ. ૧૦૬૬). એ પ્રમાણે નવ સદીમાં વેલાતમાં એક પછી એક જુદાં

જુદાં ચાર રાજ થયાં, અને એ સર્વ જાતોની ભાષાના તત્વો લાટીન સાથ મિલાવાથી હાલની ઇંગ્રેજી પણ અપભ્રંશમીશ્ર ભાષા બોલાવા લાગી. લાટીન ભાષામાં ઉપલી નવ સદી સુધી જે રાજ કારભાર ચાલતો હતો તે બંધ પડયો અને નોરમનોએ પોતાની ફ્રેન્ચ ભાષા ચલાવવા માડી. એ રીતે નવા નવા ઉમેરા થયા.

પણ અગીઆરમીથી તે પંદરમી સદી સુધીની ઇગ્રેજી ભાષા સાથ હાલની રસીલી ઇંગ્રેજી સરખાવતાં ઘણો ફેર માલમ પડે છે. ઉપલા વખતમાં કંઇ ચોકસ અને એકજ બંદોબસ્તથી અથવા ધોરણપર ભાષા લખાતી ન હતી. સેકસનો, ડેન લોકો, નોરમનો તથા બ્રીટનો સર્વ પોતપોતાની સ્વદેશી રીત પ્રમાણે ઉચ્ચાર કરતા અને લખતા હતા. એજ કારણને લીધે એ વખતનું લખાણ વાંચવાને તથા ઉકલાવાને તથા સમજવાને કઠણ પડેછે.

---

## પ્રકરણ ૪ થું.

વાંચનારને વલી આ વાત પણ માદ રાખવી જોઇએ કે છાપવાની કલાનો શોધ છેક ઇ૦ સ૦ ૧૪૫૦ ના વરસમાં જરમની દેશના મેટ્ઝ શેહેરમાં ગતનબગ્ગ નામે એક જરમનથી પ્રગટ થયો હતો. એ અરસાની અગાઊ આખાં યુરોપ તથા એશીયાખંડોમાં સઘળાં લખાણો હાથે લખવામાં અને પ્રગટ કરવામાં આવતાં હતાં. ઉપલા જરમને છાપવાનું યંત્ર પેહેલાં ઉભું કીધા પછી વિલાત દેશમાં તો ચોવીસ વરસ પછી કેકસતન નામે એક ઇંગ્રેજે ઉસ્ટર અને રીવરસ નામના ઉમરાવોના આસરા તલે એ સાંચો ઉઘાડયો હતો, અને તયારથીજ ચોપડીઓ છાપવા માંડી (ઇ. સ. ૧૪૭૪). કેમબ્રીડજ, આકસફર્ડ વગેરે વિલાતની નામીચી પાઠશાળાઓ પણ એજ પંદરમી સદીમાં ઉભી થઇ, અને એ વખતની કઢંગી, ન ઉચ્ચાર થાય એવી ભાષાને બદલે સોલમી સદીથી હાલની સાફ ઇંગ્રેજી જબાન વપરાવા લાગી.

ગયાં પ્રકરણમાં લખ્યા પ્રમાણે નોરમનોનું રાજ થયાપછી સુધારો અને આબાદી વેલાતમાં ફેલાવા લાગી લોકો નવા નવા ધંધાપર મંડયા, અને વસ્તીનો પોણો ભાગ ખેતીવાડીના કામમાં રોકાયો. બ્રીટનોને રાજ્ય કારભારમાંથી બાતલ કરવામાં આવ્યા, અને નોરમનો સર્વ કામમાં ઉપરીપણું ભોગવવા લાગ્યા. વળી ખ્રીસ્તી ધર્મ યુરોપના દરેક રાજમાં ફેલાયલો હતો, અને વેલાતમાં નોરમનોના રાજ વેળા ધર્મગુરૂઓ માત્ર કેળવાયલા ગણાતા હતા. ઘણાખરા લોકો તો વિદ્યાના મુળ તત્વોથી બીનવાકેફ હતા, તેથી નોરમનોએ નવી નવી નિશાળો સ્થાપી કેળવણીનો પ્રસાર કર્યો. આલફ્રેડ રાજાએ જે જે સારાં કામો આરંભ્યા હતા તેમને ઘણે દરજ્જે નોરમનોએ પાર ઉતાર્યાં તથા મદદ કીધી લાટીન અને ફ્રેંચ ભાષામાં જે જે પુસ્તકો રચાયલાં હતા તેના તરજુમા પાછલ તે વખતના વિદ્વાનો મંડયા, આપ જ્ઞાન અથવા નવા નવાં પુસ્તકોનો તેઓ કઇ પણ ઉમેરો કરતા નહી, અને એજ માફક તેરમી સદીવેર થોડીએક મુસાફરીને લગતી ચોપડીઓ અને નજીવી લાટીન કવિતા સીવાય કઇ પણ વાચવા લાયક પુસ્તકો પ્રગટ થયાં નહીં.

પણ ઇ. સ ૧૩૨૮ના વરસમાં ચોસર કવી (Chaucer) જન્મ પામ્યો. ઇગ્રેજ લોકો આજ ગુલીક ઇંગ્રેજી કવિતાના બાપ તરીકે એને માનં આપેછે. એના વખતમાં વેલાતમાં ત્રીજો એડવરડ રાજા ગાદીપર હતો, ચોસરે કેમબ્રીડજની પાઠશાળામાં પોતાના વખતને અનુસરતી કેળવણી લીધી, અને જ્યારે એડવરડ રાજાએ ફ્રાન્સમાં ચઢાવો કીધો ત્યારે એ કવિ પણ લશ્કરમાં સામેલ હતો. (ઇ.સ. ૧૩૫૯). કમ ભાગ્યે એડવરડ રાજા ન ફાવવાથી કેટલાંક માણસો સારાં કેદ પકડાયાં, અને તેમાં ચોસર કવિ પણ બંધમાં આવી ગયો ઘણાક મહીના બંદીખાનુ ભોગવ્યા પછી જ્યારે ઇ. સ. ૧૩૬૦ માં કોલકરાર થયા અને બંને રાજ વચ્ચે સુલેહ થઇ ત્યારે એને છોડવામા આવ્યો. એજ વરસમાં ફીલીપા નામે રાણીપર હાજર રેહેનાર એક કુળવંત સ્ત્રી સાથ એ પરણ્યો. એની બાયડીની બેન લાન કાસતરના ડયુક સાથ પરણી હતી તેથી એને દરબારમાં સારો

વગ હતો સને ૧૩૬૭ના સાલથી એને રાજ તરફથી સાલી-
યાણુ મળવા લાગ્યુ તથા પરદેશ ખાતા સાથ કોલકરારની ગોઠ-
વણુ કરવા જ્યારે ત્યાર આપણા આ કવિને મોકલવામા આવતો
હતો જ્યારે કંઈ દરબારી કામસર એને ઇટલી મોકલવામ
આવ્યો, ત્યારે પેલા નામીચા ઇગલ્યન્ડ શાહેર પેતરાર્ક સાથ
ચોસરને ઓળખાણ પડી, જેની યાદદાસ્ત તે આ લીટીઓમા
નોધી ગયો છે

> I wil you telle a tale, which that I
> Lerned at Padowe of a worthy clerk,
> As proved by his wordes and his werk,
> He is now dead and nayled in his chest,
> Now God give his soule wel good rest!
> Fraunces Petrark, the laureat poete
> Hight this clerk, whose rhetorike swete
> Enlumynd all ytail of poetrie,
> As Linian did of philosophie

વાચનારની સમજણ ખાતર એનો તરજુમો આપ્યો છે
કવિ કહેછે કે "જ્યારે હુ પેદુઆ ખાતે હતો ત્યારે એક નામા-
કિત માણસ પાસેથી એક વાત શીખ્યો તે તમને કહી સભના-
વુછુ. તેના બોલના અને લખવા પરથી તે નામાકિત હતો
એવુ ખોટુ દેખાતુ. તે હમણાજ મરણ પામ્યો છે અને ખોદા
તેના જીવને શાતી બખશો! તેનુ નામ ફ્રાનસીસ પેતરાર્ક છે
જે ઇટાલીની દરબારનો કવિ હતો જેમ લીનીયસની ફીલસુફી
આશકારા થઇ છે, તેમ તેના મધુર લખાણથી કવિતા પ્રકાશી
નીકલી છે"

સને ૧૩૭૪ મા ચોસર કવિને લડન શેહેરનો કસ્ટમ
કલેકતર અથવા દરીઆઇ જગાતનો તેહસીલદાર નેમ્યો, જેથી
એને સારી આવક થવા લાગી વળી થોડાક વરસ રહીને તે
પારલામેંતમા બીરાજ્યો, તથા રાજાના છોકરા રીચરડના
ફ્રાન્સ દેશની એક શાહાજાદી સાથ લગણ સબધી ગોફતેગો કરવા
એલચી તરીકે તેને ફ્રાન્સ મોકલવામા આવ્યો હતો, પણ તેવામા

ગજાના મરણથી લાનકાસતરના ડયુકનો દરબારમા વગ બધ પડયો અને સામી ટોળીવાળાઓએ ચોસરને રાજ દરબાર માથી કાઢી મુકયો એથી એને ઘણો ક્રોધ ઉપજ્યો એની નીશાણી આપણને એ વખતની એની જોડેલી કવિતામા માલમ પડેછે તે વખતે કઇ બોગ ધગાર ન હોવાથી ચોસર કઇ બ ચાવી નકયો નહતો તેથી જ્યારે ચાકરી ગઇ ત્યારે રખડતા લાગો અને વળી તગાસમા આવી પડયો બીજા રીચરડ ગ ાદએ એબાની કરી એને બાદશાહી ખાતાનો કારભારી નેમ્યો તથા પેનશન પણ આપતુ કરયુ એના મરણ તથા બાપદાદા ની નસલની કઇ પણ નોધ આજ સુધી જણાઇ નથી

એની જીદગીનો ઉપલો ઇતતેખાબ આપવા પછી એની કવિતનુ કઇક બ્યાન આપવુ અગતનુ છે તો પણ હાલના વાચનારને એની કવિતાનો ઘણો શોખ ઉત્પન્ન થશે નહી ઉપર એક ફકરો ટાંકયો છે તે પરથી માલમ પડશે કે ચોસરની અસલ ઇગ્રેજી હાલના વખતની એજ ભાષાને ઉચ્ચાર બે બાજી તથા લેખણમા અનુસરતી નથી એનુ કારણ આગના પ્રકરણમા સમજાવેલુ છે વાસ્તે હાલના વાચનારને એના ગ્ર થોની વીગત આપવા શીવાય વધારે ઉતારી લેવાની જરૂર જોતા નથી ચોસરના વખતમા કવિતા રચના બચગી બે ગતની હતી અને ઇગ્રેજીમા કઇપણ ઠીક આકારમા જે પેહેલ વેહેલી કવિતા લખાઇ છે તે એનીજ છે The Canterbury Tales અ થવા કેનતરબરી હજ કરવા જતા જોગીઓની વારતા વાચવા લાયક છે એમા બત્રીસ જોગીએ એકઠા થઇને એક તાવરન વાલાને પોતાનો ભોમીયો ઠેરવે છે સેહેલથી રસતો કાપવાની મતલબને ખાતર આ જોગીઓ દરેક જણ પાસ એકેકી વાત કરાવે છે અને ભોમીયાને તેનો પરીક્ષક ઠેરવે છે એ સર્વ કવી તાઓમા ધર્મના ઉપદેશ સમાવેલો છે Testament of Love અથવા "પ્યારની પારખ" અને Court of Love એટલે 'કામદેવની દરબાર", નામના બને કાવ્યો મનોર જક છે ચોસર કવિની અગાઉ Knights of Chivalry એટલે પોડસવાર બાહાદુરો થવાને દરેક માણસમા તથા ગામમા એક

ફેલાયું હતું. તલવાર ઢાલ બખ્તર વગેરે હથીઆરો તેઓ પોતાની પ્રીયાના હાથથી દીલપર બંધાવતા હતા, તથા તેણીનો હોકમ બજા લાવવાને તથા તેણીનેજ ચાહાવાને અને દરેક વાતે ખુશી રાખવાને તેઓ સોગંદ લેતા હતા એટલુજ નહી, પણ પોતાની માશુકનું નામ હર વખતે યાદ કરી તથા પોકાર મારી મેદાન પડતા હતા. એ વખતમાં વેલાત દેશમાં સ્ત્રીઓને ઘણુજ માન આપવામાં આવતું હતું. તેણી જેની સામે લડાઇ ઉઠાવા કેહે તેની સાથે તેઓ જંગ મચાવતા હતા અને સ્ત્રીઓપર ટુકમાં કહીએ તો ફીદા ફીદા થઇ રેહેતા. વેલાતમાંજ નહીં પણ આખાં યુરોપમાં એવું ચેતક ફેલાયલું હતું. ચૌદમી સદીના વિધવાન માણસો એ ચાલને બહુ ધીક્કારતા હતા અને તેની ખુબ ઠેકડી કરતા હતા. Don Quixote નું જાણીતું મશહુર પુસ્તક પણ સ્પેન દેશમાં સરવાનતીસે એજ અરસામાં પ્રગટ કરયું હતું. ચોસરે પણ ઉપલી બંને પ્યારની કવિતામાં એ બાહાદુરોને હસી કાઢયા છે. એની કામદેવની દરબારમાં એ તેમને બોધ આપેછે કે સારાં કામો અને સંસાર ઉપ્યોગી બાબદોપર તેઓએ લક્ષ લગાડવું જોઇએ તથા નેક ખસલતનીજ બાનુઓને ચાહાવી જોઇએ. કામદેવની દરબારની એલસેસતીસ (Alcestis) નામે સર્વથી ખુબસુરત રાણી પોતાના ફરમાબરદાર કવિ તથા બાહાદુરને તેની ચાકરીમાં કાંઇ ખામી પડવાથી નીચલી શીક્ષા ફરમાવે છે.

Now wol I seyne what penance thou shalt do
For thy trespas, understand yet here,—
Thou shalt while that thou livest, yere by yere,
The most partye of thy time spende
In making of a glorious legende
Of good wymmen, maydenes and wyves,
That weren trewe in loving all hire lyves.

તેણીએ એવો હોકમ કીધો કે "તુંએ જે મારી આગ્ના તોડી છે તેને વાસ્તે તાજેશ કરવાને હું તને એવી શીક્ષા ફરમાવુંછુ કે તારે, જ્યાં સુધી તું જીવે ત્યાં સુધી, તારી જીંદગી

ના મોટો ભાગ જે જે સ્ત્રીઓ, છોકરીઓ અને બૈરીઓ પોતાના ધણીને અતીઘણી વફાદાર હોય તેમની એક તેજસ્વી વારતા બનાવવામાં રોકે."

The Flower and the Leaf અથવા "ફુલ સરસ કે પાંદડી" એવે નામની કવિતામાં ખુબસુરતીની સામે દુન્યાઇ મરતબાનો તેણે મુકાબલો કીધો છે અને તકરાર કરેછે કે જેમ પાતરાંમાંથી ફુલને કસ મલેછે ત્યારેજ તે ખીલી નીકલેછે, તેમ આ દુન્યામાં નેકી, વફાદારી અને સદ્ગુણોથીજ ખુબસુરતીને તેજ મલેછે, ને જો એ ગુણો ન હોય તો ખુબસુરતી નકામી સમજવી. વલી ફુલ અથવા ખુબસુરતીતો એક બે દાહાડામાં કરમાઇ જાયછે પણ નેક ગુણો સદાકાળ ટકે છે; વાસ્તે ઉપલી દૃષ્ટાંતરૂપ કથામાં તે ફુલનાં કરતાં પાતરાંને વધારે સરસ ગણેછે. ચોસરની બીજી કવિતા પણ રમુજી છે. The Assembly of Fowls અથવા "મરઘાં બટકાંની મંડલી", Romaunt of the Rose અથવા "ગોલાબનું દાસ્તાન", House of Fame અથવા "કિર્તીનું ઘર", "Legend of Good Women" અથવા નેક ઓરતોની વારતા અને "Chanticleer" અથવા મરઘાપર લખેલી કવિતા ઘણો હસવાનો ભાવ પડે છે. એક ગરીબ રાંડીરાંડના ઘરમાં મોટો મરઘો પાલેલો હતો, પણ એક દહાડે ઘોરે દીસે તેને કોહોલું પકડી ગયું તેની વીગત બહુ રમુજ ઉપજાવેછે.

The sely widow and hir daughtres two,  
Herden these henny's crie and maken wo,  
And out at dores starte they anon,  
And saw the fox toward the wood is gone,  
And bar upon his back the cock away;  
They criden "Out! harrow and waylelay!  
Ha, ha, the fox" ! and after him they ran,  
And eek with staves many other man;  
Ran Colle our dogge, and Talbot and Garlond,  
And Malkin with a distaff in hir hond;  
Ran cow and calf, and eek the very hogges,

So were they fered for berkying of the dogges,
And schowting of the men and wymmen eke,
That ronne that thay thought hir herte breke,
Thay yelleden as feendes doon in helle;
The dokes criden as men wold hem quelle;
The gees for fere flowen over the trees;
Out of the hyve came the swarm of bees;
So hideous was the noyse, a benedicte!
Certes he Jakke Straw, and his meynie,
Nemaden schoutes never half so schrille,
When that thay wolden eny Flemyng kille,
As thilke day was made upon the fox.

એની મતલબ એવીછે કે "પેલી આલશું વિધવા અને તેની બંને છોકરીઓ મરઘીઓના કકલવાથી બાહાર દોડી આવીને બારણા તરફ જોયશું કે પેલું કોહોલું મરઘાને પોતાની પીઠપર મારી જંગલ ભણી નાસતું હતું. તેઓ તેની પછવાડે દોડી બુમ પાડવા લાગી—પકડો ધરો, મારો પેલાં કોહોલાંને મેરા—તેવાજ તેમનો કુતરો તથા તાલબત અને ગારલંડ વગેરે પડોશીઓ પછવાડે લાકડી લઇને દોડયા; ધરડી માલકીન આતરડો હાથમાં પકડીને દોડી, અને કુતરાના ભસવાથી ગાય વાછરડા વગેરે એણીમર પેલીમર દોડવાં લાગ્યાં, તથા જેમ ભુતોના પોકારથી દોજખ ગાજી રહે તેમ સ્ત્રી પુરૂષોના પોકારથી આખો રસ્તો ગાજી રહયો. માણસોને જોઇને બટકો બટબટ કરવા લાગ્યાં, હંસ બીહીને ઝાડપર ચડી ગયાં, મધપુડામાંથી મધમાખો ઊડી આવી, અને એ પ્રમાણે કોઇપણ દહાડે ફ્લેમીંગ લુટારાઓની પાછલ પણ ન સાંભલેલી એવી ચીચીયારી અને પોકારો તે દહાડે પેલાં કોહોલાં પાછલ જારી રહયો."

ચોસરની પેટબાજીની ઢબ તથા લખાણની જોડણી તરફ જોતાં વાંચનારને તરત ખ્યાલ આવશે કે હાલના જમાનાના છોકરાંઓ એવી તો કવિતા જોડેછે. એની કવિતાનો નાદજ ઢંગો છે. એના વખતમાં ઇંગ્રેજી કેમ લખાતી હતી, શબ્દોની

રચના તથા લખાણની હાલત કેવા પ્રકારની હતી તે ઉપર આ-
પેલા બે ત્રણ ટુક ફકરાઓ પરથી જણાશે.

---

## પ્રકરણ ૫.

ચોસર કવિ પછી જાણવા જોગ હાવરડ અને વાયત કવી થઇ ગયા છે. પેહેલા તે સરે પ્રગણાનો ઊમરાવ હતો ( Earl of Surrey ). તે ઇ૦ સ૦ ૧૫૧૬માં જન્મ પામ્યો હતો. ફ્લોદનના મેદાન આગલ એ અરસામાં સ્કાટલાંડના ચોથા જેમ્સ રાજાની સાંથે ખુનખાર લડાઇ કીધા પછી જે ઇંગ્રેજોએ જીત મેલવી હતી તેઓ ઉપલા કવિના બાપની બાહાદુર સરદારી હેઠલ હતા. તે સોલ વરસની ઉમરે લેડી ફ્રાન્સીસ વીયર સાથ (Lady Frances Vere ) પરણ્યો હતો. સરે કવિ અસલથીજ ચાલાક અને લડાયક સ્વભાવનો હતો. પણ એના કમબખત નસીબે એને એક નવા પ્યારના ફાંદામાં નાખ્યો. સ્કાટલાંડના કીલદેર તાલુકાના ઉમરાવની નાની છોકરીની મોહબતમાં તે ગીરફતાર થયો, પણ એના તો લગણ થઈ ચુકયાં હતાં તેથી ઉપલી ઊમરાવ જાદીએ એને કઈ મચક આપ્યો નહીં, પણ સામો ધીક્કારી કાઢયો. આથી તે દેવાના જેવો બની ગયો. તેણીની ખુબસુરતી પર ઘનાએક ખ્યાલો (Sonnets) તથા પ્યાર ભરી કવિતા વગેરે જોડીને તે તેણીના મેહેલમાં મોકલાવતો, પણ તેનું કઇ વલ્યું નહી. આખરે પ્યારની ધુનમાં તે ખુવાર થયો. ઇ૦ સ. ૧૫૪૬માં તેને ફ્રાન્સની સામે કેટલુક લશકર આપી ચડાઇ કરવા મોકલ્યો હતો ત્યાં તેણે અચાનક ઉલથાપ આધી, અને પોતાના કામમાં બેદરકાર રહયાથી આખરે તેને મોલાવી લઇને બંદીખાને મોકલ્યો. એના દુશમનોએ એની ઊપર રાજની સાંએ બલવો કરવાનો વાંક મુકયો. તે વખતે આઠમો હેનરી રાજા વેલાતની ગાદીપર હતો, જેના હુકમથી ઇ૦ સ૦ ૧૫૪૭ માં એકત્રીસ વરસની જુવાન વયે તેને ગરદન મારવામાં આવ્યો.

સર થોમસ વાયટ (Sir Thomas Wyat) તો કેન્ત પ્રગણાનો રેહેવાસી હતો, અને ઇ૦ સ૦ ૧૫૦૩ ના સાલમાં જન્મયો હતો. એની ઊપર આઠમાં હેનરી રાજાનો ઘણો વીસવાસ

હતો તેથી વારેઘડીએ દરબારી કામ સારૂ એને દેશદેશ મોકલ-
વામાં આવતો હતો એ પ્રમાણે સરકારી બાબદસર ઇટાલી દેશ-
માં રહેવાથી ત્યાંના પુસ્તકોનો એણે અભ્યાસ કરયો, અને પેત
રાર્ક, ડેનતી, એરીઓસ્તો વગેરે ઇટાલ્યેન કવીઓના મધુર લખા
ણથી તે ઘણો ખુશ થયો પોતાના દેશમાં આવ્યા પછી એણે
ઊપના ઇટાલી દેશના કવિઓની નકલ કરવા માંડી અને ઘણે
દરજજે પાર ઊતરયો સરે અને વાયટે એકજ અરસામાં
કવિતાઓ લખી છે, તેથીજ આ પ્રકરણમાં તેઓ બનેની
નોંધ સાથે લીધીછે પેહેલવેહેલા ખ્યાલો (Sonnets) એજ કવિ
ઓએ ઇંગ્રેજી કવિતામાં દાખલ કીધાછે સરે અને વાયટની ક
વિતા ઘણી ખરી ઇટાલ્યન કવિઓના તરજુમાથી ભરપુરછે એ
સર કરતાં તેમની લખવાની ઢબ તથા બોલોની રચના સારીછે
પ્યાર એ તેમનો સાધારણ વિષયછે

આપણે ઊપર કહયું કે સરેના ઊમરાવને કીલ્દેરના અ
મીરની છોકરીએ કદીપણ ઊત્તેજણ આપ્યું નહીં, જોકે સરેને
તો પ્યારનો કારી જખમ લાગ્યો હતો છોકરીનો બાપ ન જાણે
અથવા તેણીના કુટુંબને કંઇ અપમાન ન થાય તે વાત ધ્યાન
મા રાખી તે તેણીને જીરાલ્ડાઇન (Gerildine) નામથી લખતો
હતો એજ નામે તેણે તેણી ઉપર ઘણીક વાર કવિતા લખીને
મોકલી હતી. નીચલો ફકરો તેનો પ્યાર પુર જોર અને કાકલુ
દી સાથ જાહેર કરેછે.

Set me whereas the sun doth parch the green,
Or where his beams do not dissolve the ice,
In temperate heat, where he is felt and seen,
In presence prest of people mad or wise,
Set me in high or yet in low degree,
In longest night or in the longest day,
In clearest sky, or where clouds thickest be,
In lusty youth or when my hairs are gray,
Set me in heaven, on earth or else in hell,
In hill or dale, or on the foaming flood,
Thrall or at large,—alive where so I dwell,
Sick or in health, in evil fame or good —
Hers will I be; and only with this thought
Content myself, although my chance be nought

કવિ બંદગી કરે છે કે "અરે ઓ દાદગર, તારૂં નામ હમારી નજર આગળ કેટલું બુલંદ દેખાય છે! આખે દુન્યા અને હવા જે તારી શકિતનું મોટાપણું દેખાડે છે તેમાં પણ તારૂં નામ સમાયલું અને ફેલાયલું છે! આ અધર આકાશને પણ તારા પ્રતાપથીજ ટેકો છે, જેને તુંએ આ દુન્યાની આસપાસ ફેલાવ્યું છે, અને તેની કેટલી ઓહોલી હદ વીસ્તારી છે!"

સરેના લખાણનો એક બીજો ફકરો લેવો એની માશુકની ખુબસુરતી સર્વે સ્ત્રીઓના કરતાં ખુબ દીપી નીકલે છે, તથા જેમ સુર્યની રોશની આગળ એક મીનબતીનો દીવો, અને દીહાડાના અજવાલા આગળ રાતનું અંધારૂ, ઝાંખ મારે છે તેમજ તેણીના અતિ શોભાયમાન મુખડા આગળ દરેક અબળાની ખુબસુરતી ફીકી પડી જાય છે. આ શલોક કેવા રોબમા શરૂ થાય છે તથા આશકોને બાજુ રેહેવાને કેવી ધબમાં ફરમાવે છે!

Give place ye lovers, here before
  That spent in boasts and brags in vain;
My lady's beauty passeth more
  The best of yours, I dare will sayen,
Than doth the sun the candle light,
  Or brightest day the darkest night.

સેર વાયટે પણ ઊપલા ઉમરાવની માફક પ્યાર સંબંધીજ કવિતાઓ જોડી છે. ઓદાતાલાએ પણ શું અજબ માસણમાં એવી શકિત મુકી છે, જેનો જુસ્સો તેનું તન અને મન સર્વ ઊસકેરેછે, તથા જેની લાલચમાં માણસ તેની ધન દોલત, તેનો મરતબો, તેની મર્યાદા અને તેની નેકનામી એક પલમાં ખુવાર કરેછે. અને વાંચનારના જોયામાં આવશે કે જે પેતરાર્ક કવિની ઊપમા બંને કવિઓએ માત્ર નકલ કરીછે તે પણ સરેની માફકજ (પણ ઉલતી રીતે) એક પરણેલી સ્ત્રીની મોહબતમાં પડયો હતો. પણ ઇંગ્રેજ લોકોમાં શું કે દુન્યાના સર્વ ભાગો અને ટોલાંઓનાં પુસ્તકોમા જોશો તો માલમ પડશે કે પ્યારથીજ

અને તેનેજ લગતાં કારણોથી કવિતા જન્મ પામી છે, અને જે સરસમાં સરસ કવિતાઓ ગણવામાં આવેછે તે પણ પ્યારના જોસ અને ઊભરાથીજ સરસ લખાયછે, પછી તે પ્યાર દેશનો, માબાપનો, સ્ત્રીનો કે કોઇ બીજીજ એવી વહાલી ચીજ સાથ તાલુકો રાખતો હોય.

નીચલી સતરો વાયટે પોતાની બેઢંગી માશુક પર લખી મોકલી હતી તે એક બેવફા ઓરતપર ઘટતો તીરસ્કાર બતાવેછે તેને માટે જાણીતી થયલી છે. એની ભાષા પણ વિષયને અનુસરતી છે. તેણીની બેવફાઇ માટે કેટલીક સખ્ત ફરીયાદ વાયટે કવિતામાં લખી મોકલી હતી ત્યારે તેણીએ તેને હસી કાઢયો, અને ઉત્તર વાળ્યો કે કવિની સારંગીમાં કઇ ખામીછે તેથીજ કરડા અને ન છાજે એવા સરોદા અને સુખનો નીકળેછે. વાયટે એ અપમાનનો જવાબ આ પ્રમાણે લખી મોકલયો.

Blame not my lute! for he must sound
, Of this or that, as liketh me;
For lack of wit the lute is bound
To give such tones as pleaseth me;
Though my songs be somewhat strange,
And speak such words as touch thy change,
Blame not my lute!

Spite asketh spite, and changing change,
And falsed faith must needs be known;
The fault's so great, the case so strange,
Of right it must abroad be blown;
Then since that by thine own desert,
My songs do tell how true thou art,
Blame not my lute!

Blame but thyself that hast misdone,
And well deserved to have blame;
Change thou thy way, so evil begone,
And then my lute shall sound the same;
But if till then my fingers play
By thy desert their wonted way,
Blame not my lute!

આ ગીતમાં કવિ જવાબ વાલેછે કે "મારી સારંગીના વાંક ના કાઢ ! કારણ કે જેમ મારી ખુશીમાં આવે તેમ તે વાગશે. સારંગીમાં કંઇ અકલ હોતી નથી તેથી તે ગમે તે રાગ કાઢશે. જોકિ મારાં ગીત બેરંગીછે તો પણ તે તારા જુદા જુદા ઢંગ દેખાડેછે તેથી તું કંઇ મારી સારંગીના વાંક ના કાઢ ! કીનો કીનાને મારેછે અને બેવફાઇ બેવફાઇને તોડેછે તેથી તારી નીમકહરામી સર્વને જણાવવી જોઇએ; તારો વાંક ઘણો મોટોછે તેમજ આ બનાવ પણ તાજુબી ભરેલોછે તેથી સર્વ લોકોને તે હું જણાવશ; વાસ્તે મારી સારંગી તારી લાયકી પ્રમાણે વાગતી હોય તો તેમાં તેનો કંઇ વાંક કાઢ ના ! ખામીતો તારી પોતાની છે કે જેણે આપે બધો બગાડો કીધોછે અને તેથીજ તું ઠપકાને લાયક ઠરીછે. જે આડે રસ્તે તું ચાલેછે તે છોડ, અને પછો જો તું પાંસરી ઉતરસે તો મારી સારંગી તેના પણ તારા ગુણ ગાશે. પણ જ્યાં સુધી તું સુધરે નહી ત્યાં સુધી તારી નેકનામી પ્રમાણે તારાં ગીત ગવાય તો મારા તંબુરાનો વાંક કાઢતી ના !"

નીચલું ઊખાણું ઉપલાજ શાહેરે લખ્યુંછે તે કયો ધણી સમજી શકશે નહીં ? બચ્ચાં અને છોકરાંઓમાં પણ તે રમુજ ઉપજાવે છે.

A lady gave me a gift she had not;
And I received her gift which I took not;
She gave it me willingly, and yet she would not;
And I received it, albeit I could not;
If she gave it me, I force not;
And if she take it again, she cares not;
Construe what this is and tell not,
For I am fast sworn I may not.

એક સ્ત્રીએ મને એવી બખ્શેસ આપી જે તેણીના પાસે મુદલ હતી નહીં; મે તે ચીજ તરત કબુલ રાખી, પણ કંઇ તે મારા હાથમાં આવી નહી; જોકે તેણી ના કેહેતી હતી, તોપણ લીધી ત્યારે ખુશીથી આપી; જો કે હું તે હાથમાં લઇ ન

શકયો તોપણ તરત મેં સ્વીકારી; જ્યારે ખુશીથી આપી ત્યારે જોર શું કામ કરૂં? અને તેણી પાછી લેવાને પણ હવે દરકાર કરતી નથી; આ ચીજ શુંછે તે તમે સમજો પણ બોલતાના, કારણ કે તેણીએ મને એ માટે જબરા સોગંદ આપ્યાછે."

કોઇ વાંચનાર વિચારમાં પડશે, પણ એક નાજુક નારના ગોલાબી ગાલોપર હેતભરી બોકી લીધા વગર બીજું શું હોય? ઊપલી બોકી લેવાપર તે નીચલી સતરો લખી ગયોછે.

Nature that gave the bee so feat a grace
  To find honey of so wondrous fashion,
Hath taught the spider out of the same place
  To fetch the poison by strange alteration;
Though this be strange, it is a stranger case
  With one kiss, by secret operation,
Both these at once in those your lips to find,
  In change whereof I leave my heart behind.

કવિ કહેછે કે "જે ખોદાએ મધમાખને નેક એનાએત બખશીછે, અને તેથી ફુલોમાંથી શીરીન મધ તે બનાવેછે, તેજ ખોદાએ તેવીજ વસ્તુમાંથી કરોલીઆને અજબ ફેરફાર સાથ ઝેર કાઢવા સીખવ્યોછે. જોકે આ વાત આશ્ચર્ય પમાડનારીછે તોપણ તારો (એટલે સ્ત્રી જાતનો) દાખલો વધારે અજાએબી ઊપજાવેછે કારણ કે માત્ર એકજ ચુમી લેવાથી એકજી વખતે તારા લબમાંથી મીઠાસ અને ઝેર સાથે વેહેછે, અને ઝેર મને ન લાગે તે વાસ્તે મારૂ જીગર તારી અંદર મુકી જાઊંછું" એકજ માબાપના દીકરાઓ જુદી જુદી ખાશીયતના નીકલેછે તેમની આસનો ઘણીવાર ઊપલી ચાર લીટીઓ સાથ મુકાબલો કરવામાં આવેછે. સરે અને વાયટની કવિતા હાલના વખતમાં ભાગ્યેજ વાંચવામાં આવતી નથી. તેમના લખાણમાં ચોસરના વખતના કેટલાક અસલ બોલો પણ જોવામાં આવેછે. એ બંને કવિઓ ઘણીખરી ટુક કવિતાઓ માત્ર પ્યાર૫ર જોડી ગયાછે. જેમ હાફિઝના શલોકો ફારસી ભાષામાં લખાયલાછે તેજ પ્રમાણે અને તેજ મતલબનું ઇશકી લખાણ આ કવિઓના ગ્રંથમા સમાયલુછે. પરદેશમાં મુસાફરી કરીને

તથા તેવા દેશની ભાષાનું તથા પુસ્તકોનું જ્ઞાન મેલવીને પોતાના દેશની લીપીમાં તથા કાવ્ય રચનામાં એઓએ ઘણો સુધારો કીધેલો જોવામાં આવેછે. ચોસરના કરતાં તેમની લખવાની ધબ સારી છે અને તેમના છંદના ચહડતા ઊતરતા સ્વરો આપણાં ધ્યાન પર સારી અસર કરેછે.

---

## પ્રકરણ ૬ ઠું.

આ પ્રકરણમાં સ્પેનસર કવિ વીશે લખવા અગાઉ એના વખતની હાલત તપાસીયે. ઇ૦ સ૦ ૧૫૪૭ માં વેલાતનો આઠમો હેનરી રાજા મરણ પામ્યો અને તેની જગે તેનો છોકરો છઠો એડવરડ રાજા ગાદીપર આવ્યો. એ રાજાના વખતમાં લોકોમાં ધર્મ સંબધી બંડો ઉઠયાં તથા તાલુકેદાર ઉમરાવો રાજાની સત્તાની સાંમે થયા અને સ્કાટ તથા ફ્રેન્ચ લોકો સાથ લડાઇ ચાલી. એ રાજાના વખતમાં દેશની હાલત ઊલટેરાયલી હતી અને ધધારોજગાર તથા સુખ સંપજ વગર લોકો ઘણા ચિંતાતુર દેખાતાં હતાં. ઇ૦ સ૦ ૧૫૫૩ ના સાલમાં એ રાજાના મરણ પછી રાણી મેરી તખ્ત પર બેઠી, અને આઠમાં હેનરી રાજાએ રોમના મોટા ધર્માધિપતીનો ઇનકાર કરીને જે નવો પ્રોટિસતંટ ધર્મ સ્થાપ્યો હતો તે તેણીએ અતિઘણી સખતઇથી દાબી નખાવ્યો અને એજ ધર્માધિકારીનો કાયલીક પંથ સ્થાપ્યો. રોજરસ લાટીમર વગેરે મોટામોટા ધર્મગુરૂઓને તથા તેમતી સમજાવત પ્રમાણે ચાલનારાં હજારો લોકોને તેણીએ બળતી ચેહમાં નખાવીમારી નાખ્યાં. રૈયતની મરજી ઉપરાંત તેણીએ સ્પેનના શાહાજાદા ફીલીપ સાથ લગણ કીધાં અને પોતાના ખાવીંદનો ધર્મ પોતે પણ સ્વીકાર્યો. મોટા મોટા ઊમરાવો તથા રાજઅધિકારીઓને અને પોતાની સાવકી બેન એલીઝાબેથને, એણીએ કેદમાં નખાવ્યાં. આથી એણીપર તથા એણીના ભરથારપર રૈયતનો બહુ ધીક્કાર છુટયો. રાણીના રાજકારભારથી લોકો બેદીલ થયાં, અને તેમનામાં ધર્મ સંબંધી તકરા વધવા લાગ્યાં. રાણી મેરી ઇ૦ સ૦ ૧૫૫૮ માં મરણ પામી.

ઉપર પ્રમાણે રાજ્યના અંધેર કારભારના વખતમાં તથા રૈયતની બેદીલાને લીધે કદાપણ નવાં નવાં પુસ્તકો પ્રગટ થયાં નહી. લડાઇથી લોકોની કંટાલેલી હાલત તથા તેથી થતો ઉદ્યોગનો નાશ તથા રૈયતના મનની ચિંતા અને તેમનું ધર્મ સંબંધી જહનુન સર્વ તપાસી જોતાં કઇ પણ સારાં પુસ્તકોની આશા પણ રાખી શકાય નહી. પણ જ્યારે બંદીખાને કેદ પડેલી રાણી એલીઝાબેથ બેનના મરણ પછી ગાદીપર આવી ત્યારથી સારાં ચીન્હો જોવામાં આવેછે. તેણીએ પોતાના બાપનો પ્રોટેસ્ટંટ ધર્મ ફરીને તાજો કીધો. તેણીથી અગાઉના ત્રણ ચાર ગાજાઓની હકુમતના વખતે અંધેર કારભાર ચાલતો હતો અને લોકોની કદીપણ દાદ ફરીઆદ ન લેવાતી હતી તે સર્વ કળયુગનો કાળ વહી ગયો. અને રાણી એલીઝાબેથના અમલથી સતયુગનો વખત સરૂ થયો. જ્યારે ઇટાલી દેશમાં એરીઓસ્તો અને તેસો, ફ્રાન્સમાં મેરો અને રાબલે, તથા પોરતુગાલ દેશમાં કેમોઅન્સ જેવા નામાંકિત કવિઓ વસ્તા હતા, ત્યારે વેલાતમાં તેઓની બરોબરી કરે એવો એક પણ કવિ કે લખનાર જોવામાં આવતો નથી. રાણી એલીઝાબેથના આવવા પછી સુલેહ ફેલાઇ તથા લડાઇઓ બંધ પડી, અને દેશ આગલના કરતાં ભરસ આબાદ હાલતમાં દેખાવા લાગ્યો. તેણીની અગાઊના રાજાઓના વખતમાં લોકો પોતાના જાન માલની સલામતી માટે બીહીતાં હતાં, અને જેમ બને તેમ સ્વતંત્રપણે લખવા અથવા બોલવાથીપરહેજ રેહેતાં હતાં. એકેમેકનીપર વેહેમ, શક તથા બેવીસવાસ ગયાથી લોકોનું મન કદીપણ કામપર મકમ નહતું.

રાણી એલીઝાબેથના વખતમાં ઊપસેલો સર્વ બેવીસવાસ મટી ગયો. લોકો નચીંત દેખાવા લાગ્યાં, રાજનો કારોબાર મનમાનતી રીતે ચાલવા લાગ્યો અને ધર્મનુ જહનુન નરમ પડયું. દેશનો વેપાર વધ્યો અને તેણીના આસરા તળે જે મોટી ઇંગ્રેજી પેહેડીએ હીંદુસ્થાનમાં ઇંગ્રેજના રાજનો પાયો નાખ્યો તે સ્થાપનામાં આવી. વિદ્યા પ્રકરણમાં પણ તેણીના વખતથી મોટો ફેરફાર થયો. જેટલી ચોપડીઓ પંદરસો વરસ સુધી પ્રગટ થઇ હતી તેટલીજ ચોપડીઓ અને વલી આગલના લખાણ

કરતાં સરસ—તેણીના ચુમાલીસ વરસના લાંબા અમલમાં છપા-ઇ બાહાર પડી. ઇંગ્રેજોમાં જે વિદ્વાન લખનારાઓ અને ઉ-સનાદી શાહેરો થઈ ગયાછે તેઓમાંના ઘણાખરાઓ એ મ્હારા-ણીના વખતમાં પ્રકાશી નીકલ્યા. નામીચા શેકસપીયર તથા જાં-નસનના નાટકો એ વખતે આશકારા થયા; સ્પેનસર કવિ પણ એણીનાજ વખતમાં વીખ્યાતી પામ્યો; ફીલસુફ બેકનના દુન્યા પ્ર-સીધ રસાલાઓ પણ એજ અરસામાં પ્રગટ થયા, તથા રાલે, હુકર, સર ફીલીપ સીડની જેવા નામીચા લખનારાઓ પણ એજ બખ્તાવર રાણીના રાજમાં આસરો પામ્યા. એ સર્વ વિદ્વાન સેતારાઓના એકઠી વખતના સમાગમ માટે તથા વેપાર અને હુંનરના ચડીયાતા શોખને માટે રાણી એલીઝાબેથની પાદશાહી-નો વખત તે સતયુગનો વખત કેહેવાયછે.

---

## પ્રકરણ ૭ મું.

ઉપર લખ્યા પ્રમાણે વીદ્યા અભ્યાસના ખીલતા વખતમાં સ્પેં-નસર (Sponser) કવિ પ્રસીધ થયો. ખ્રી૦ સ૦ ૧૫૫૨ના સાલમાં તે લંડન શેહેરમાં જન્મ પામ્યો હતો. જોકે આ નામીચા કવીની જીંદગીનો હેવાલ ઘણોજ ટુંક અને હાલહવાલ હાથ લાગોછે, તોપણ તેની કવિતા પરથી તેના માબાપની હાલત ગરીબ માલમ પડેછે. એના ગામના તાલુકદાર ઉમરાવ ગ્રેની મેરબાનીથી તે ખ્રી૦ સ૦ ૧૫૬૯ માં કેમબ્રીડજની પાઠશાલામા દાખલ થયો, અને કેટલાંક વરસો સુધી ત્યાંજ તેણે કેળવણી લીધી. તેણે અઢાર વરસની વયે "ભરવાડનુ પંચાંગ" અથવા Shepherd's Calendar નામે એક કવિતા રૂપી પુસ્તક પ્રગટ કરયું. કેમબ્રીડજની પાઠશાલામાં પસાર થયા પછી તે ઊપલા ઊમરાવના સુનથી તરીકે તેની સાથે આયરલાંડ દેશમાં સનદી નોકરીપર ગયો, જ-યાં લારડ ગ્રે તી ગવરનર તરીકે નેમણુક થાઇ હતી. એજ ઉમરા-વના વગથી રાણી સાહેબની મેરબાની એનીપર વધી, અને કો. ર્ક શેહેર આગળ આવેલા એક વજીફો તથા મેહેલ સ્પેનસરને ઇનામમા તમણે બખશયાં. એ વખતે એને ત્યાં એકછોકરીનો જન્મ

થયો, પણ એના પ્યાર તથા લગણ સંબંધી સર્વ વીગતો અંધારામાં રહી ગઇછે. ઉપલાજ મેહેલમાં તેણે "પરીઓની સરદાર" અથવા Fairy Queen નામે તેની સર્વમાં વખાણાયલી કવિતાનો પાયો રચ્યો, જેના પેહેલા ત્રણ ભાગો બે વરસ પછી પ્રગટ થયા. રાણીએ એને બોલાવી પોતાનો ઘણી ખુશી જાહેર કીધી અને પાદશાહી તીજોરી ખાતેથી એને સાલીયાણું આપવાનો હોકમ થયો. આથી એ લખવા પાછલ વધારે ખંતી રહયો અને ઉપલીજ શુંદર કવિતાના બાકીના ભાગો પણ તેણે જોડીને બાહાર પાડયા. તેની લોકોમાં ઘણી વખાણ થઇ અને મોટા મોટા અમીરો સાથ દોસ્તી બાજી. પોતાના મેહેલમાં એ સુખચેનથી જીંદગી ગુજારવા લાગ્યો તથા આયરલંડ દેશની એક જુવાન કન્યા સાથ એણે ઇ૦ સ૦ ૧૫૯૪ માં પુનર વીવાહ કરેલા માલમ પડેછે. ચારેક વરસ વધારે સુખ ચેનમાં કાઢયા પછી એના કસબામાં મોટો બલવો ઊઠયો, અને સ્પેન સરને એકદમ રાતોરાત મેહેલ છોડી નાસી જવું પડયું. બલવાખોરોએ તેના મેહેલને બાલીને ભસમ કીધો, જે આગમાં તેનું એક નાનું બાલક પણ બલી ગયું. આથી તેને ઘણુજ દુઃખ લાગ્યું અને ઇ૦ સ૦ ૧૫૯૯ માં ગરીબ હાલતે પુગીને તે મરણ પામ્યો.

એનો પેહેલવેહેલી કવિતા આગલ કહયા પ્રમાણે "ભરવાડનુ પંચાંગ" નામની છે. એના બાર ભાગ કરયાછે અને દરેક ભાગ વરસના દરેક મહીના સાથે તાલુકો રાખેછે. પેહેલા, બીજા, તથા છઠા ભાગમાં ભરવાડો પોતાની માશુકની ગેરમેરબાનીપર વીલાપ કરેછે; પાંચમા સાતમા અને નવમા ભાગમાં પાદરીઓની આપખુદી તથા ઠગ બાજી ઊંઘાડી પાડીછે, અને ચોથા ભાગમાં એ રાણીની તારીફ ગાયછે. જો કે ચોસરના વખતની જબાનમાં ઘણીખરી સ્પેનસરની કવીતાઓ લખાયલીછે, તોપણ ચોસર કરતાં એની એબારત તથા સતરો ઘણી મધુરઅને સેહેલી છે. રાણી એલીઝાબેથની સ્તુતીનું ગીત બહુ શાદ છે, તે આ પ્રમાણે શરૂ થાયછે.

Ye daynty Nymphs, that in this blessed Brooke,
Doe bathe your brest,
Forsake your waterie bowers, and hether looke,
At my request,
And eke you Virgins, that on Parnasse dwell,
Whence floweth Helicon, the lerned well,
Help me to blaze
Her worthy praise
Which in her sexe doth all excell.

Of fayre Elisa be your silver song,
That blessed wight,
The flowre of Virgins may she florish long
In princely plight!
For she is Syrinx daughter without spotte,
Which Pan, the shepherd's God, of her begotte,
So sprong her grace,
Of heavenly race,
No mortall blemishe may her blotte."

કવિ અરજ કરેછે કે "અરે, ઓ શાંત ઝરામાં નાહાતા શુંદર પરીયાઓ ! તમારા પાણીના મોહોલ છોડી મારી અરજ પર ધ્યાન આપો, અને ઓ કવિતા મંડપમાં રેહેનારી કન્યાઓ, જેમના ઘર આગળથી વિદ્યાનો ઝરો નીતરોજ વહેછે, તમો પણ જેણી સર્વ કરતાં સરસ છે તેણીની વખાણ અને ખુબી ગાવ મને મદદ કરો ! ખુબસુરત એલીઝાની સ્તુતી તમે ગાવો, જેણીનું જોબન સર્વ કુવરીઓ કરતા ખીલનું છે. ખોદા તેણીનો લાખા વખત સુધી પાદશાહી મરતબો જાળવો, અને જેણી આસમાનના દેવ દેવીથી ઉતરેલી છે તેણીને નિષકલંક રાખો।"

Fairy Queen અથવા "પરીયાંની રાણી" એ નામનું પુસ્તક છ ભાગમાં વેહેચાયલું છે એ દ્રષ્ટાંત રૂપકથા ઘણી રસીની અને વાંચવા લાયક છે, તથા એ વારતા આપણું મન ખુશ રીજવે છે આ કાવ્ય બાર ભાગમાં કાઢવાને સ્પેનસરે કબુલાત આપી હતી પણ તે એનેથી બની શક્યું નહી, તેથીજ દાસ્તાન અધુરૂ રહી ગયું છે. એમાં પેહેલવાની બખતરમાં માણસો દેવ

દેરૂનો પર જીત ચલવે છે તે માત્ર કર્મજ નહી પણ અલંકાર રૂપમાં સારા અને નરસા ગુણોનું ચીત્ર આપ્યું છે. ખરીપર નેકીની ફતેહ થાયલી દેખાડી છે. એ કવિતાના પેહેલા ભાગમાં ધર્મની ખરીનાઇ આખરે ફાવેલી તમે જોશો; બીજા ભાગમાં અંદાજો અને મધ્યમપણું વાપરવું તેજ ઘણી સારી હાલત છે એવું દેખાડયું છે; ત્રીજા ભાગમાં સ્ત્રીનું પતીવ્રતાપણું અતી ઘણી શક્તિ અને જોહેમતમાં આવી પડયા છતાં જલવાયલુ તમે જોશો; ચોથા ભાગમાં એક મીત્રની વફાદારી દેખાડી છે; પાચમાં ભાગમાં ઇનસાફની અદલાઇનીજ ફતેહ થાયલી જોવામાં આવશે, અને છઠા ભાગમાં નમનતાઇની ખુબી સમાવી છે. એ સર્વનો બોધ વારતાના આકારમાં અને તેનેથી ઉપજતા સારમાંથી આપણને લેવાનો છે. એ સર્વ કવિતાઓની પેટબાજી બુલંદ છે, તે પછવાડે આપેલા ફકરાપરથી જોવામાં આવશે. દરેક વારતા પણ રસીલી છે અને જેમ રૂસતમ અને સોરાબ વગેરે પેહેલવાનોની વારતાઓ ફીરદોશીની કલમથી લખાયલી છે, તેરીજ શરાગતથી અને લડાયક દમામથી આ વારતારૂપી કવિતા દોડેછે. પણ વાંચનારને જણાવવું જોઇએ કે સ્પેનસર કવિની અગાઉ ઇટાલી દેશમાં એરીઓસ્તો અને તેસો જેવા માહાભારત કવિઓએ પણ એવાંજ બુલંદ અને રસીલાં પુસ્તકો લખ્યાં હતાં, ને તેમની માત્ર સ્પેનસરે અનરે નકલ કીધી છે. પણ ફીરદોશી કવિ ઇરાનમાં એ ઇટાલ્યન કવિઓની આગલ થઇ ગયો હતો, તેથી ઉપલી જાતની કવિતાઓ જે દુન્યાના તમામ લોકોમાં હરખ અને ઉલતથી વંચાય છે તેવી કવિતા બનાવવાનું અને જોડવાનું અસલ માન એ કારથી શાહેરને ઘટે છે. યુનાની કવી હોમરનું "ઇલીયડ" અને વરજીલની લાટીન કવિતા "ઇનીડ" ઉપલીજ જાતના ગ્રંથોમાં લેખાય છે.

પરેસ્તાનના પરીઓના મુલકમાં એક પરીનું રાજ ચાલતું હતું. ત્યાં તેણી જાહોજલાલીથી રેહેતી અને તેણીની દરબારમાં ચુનનદ પેહેલવાનો હમેશ બીરાજતા હતા. એ પ્રમાણે દરબારમાં એક વખતે એક મુફલેસ જેવો, પણ જોરાવર શખ્સ હાજર થયો અને રાણીની ખીદમતમાં રેહેવાને ખુશી જણાવી.

તેને ત્યાં રાખવામા આવ્યો પણ તેની કોઇ કઇ દરકાર કરતું નહી તેની ઉતરતી પદવીને લીધે હમેશ તે રાણીના પગ આગલ જમીન પર બેસતો હતો રાણીનો એવો ધારો હતો કે દર વરસે બાર દહાડા સુધી મોટી મીજબાની મેલવીને ખાણાપીણા કરવા તથા રૈયતની ફરીયાદ પણ તેજ દીવસો પર સાભલવી એક દહાડે પેલા રાણીના પગ આગલ બેસનાર જગીએ એવી અરજ કીધી કે કઇપણ બહાદુરીનુ કામ પડે તો પેહેલા તેને તે કામ પર મોકલવો, કારણકે આલસુ પડી રેહેતા તેને ગમતુ નથી. રાણીએ અરજ બાહાલ રાખી

બીજે દીને દરબાર ભરતાને વારજ એક જુવાન શાહાજાદી દાખલ થઇને રાણીને કાકલુદી કરી કેહેવા લાગી કે એક મોટા સાપના આકારના રાક્ષસે તેણીના માબાપને કેદ પકડી એક પીતલના કીલામા બધ કરી તેમનુ રાજપાટ લુટી લીધુ અને તેમને તે છોડતો નથી તેણી એક સફેદ દુધ જેવા ટટુ પર સવાર થયલી હતી, અને તેણીની પછવાડે સુંદર સાજથી સણગારેલો અને હથીયારથી લાદેલો તેજ ઘોડો એક બેહેતીયુ આસ્તે આસ્તે ચલાવતુ દાખલ થયુ રાણીના પીલતન સરખા પેહેલવાનોમાંથી પોતાના માબાપના બચાવ ખાતર અને પેલા રાક્ષસનો નાશ કરવા સારૂ તેણીએ એક પેહેલવાન માગ્યો, જેને પેલા ઘોડા પર સવાર કરી તેણી રસતો દેખાડવાને તૈયાર થઈ ઉભી તરતજ પેલો શખ્સ જેણે ઉસતાદી કામ સારૂ આગલેજ દીને રાણીની કબુલાત મેલવી હતી તે ઉઠયો અને રાણીને વચનની યાદ આપી. રાણી તો ઘણી આશ્ચર્ય થઇ અને પેલી શાહાજાદીએ તેનો નીચ અવતાર જોઇ તેને લઇ જવા સાફ ના પાડયું આખરે ઘણી હુજત કરતા અને રાણી બધાઇ ગયલી હોવાથી પેલી છોકરીએ કબુલ કીધુ અને જયા સુધી ઇસુ ખ્રીસ્તના નામને માન આપી તથા તેનો મજબ સ્વીકારી જંગી ઘોડાપર બેસે નહી ત્યાં સુધી તે માત્ર હાર પામશે અને નાહેક મારયો જશે એવુ જોશીઓનુ મત છે, એમ તેણીએ તેને જણાવ્યુ. ઘણી આનાકાનીથી પેલા જગીએ ખ્રીસ્તી મજહબ સ્વી

કારપો અને શાહાજાદી સાથ ચાલવા માંડયું. આટલી સમજણ આપ્યા પછી પેહેલો ભાગ સર થાય છે.

A gentle knight was pricking on the plain,
Yclad in mighty arms and silver shield,
Wherein old dints of deep wounds did remain,
The cruel marks of many a bloody field;
Yet arms till that time did he never wield.
His angry steed did chide his foaming bit,
As much disdaining to the curb to yield;
Full jolly knight he seemed and fair did sit,
As one for knightly jousts and fierce encounters fit.

એ પ્રમાણે ઘોડાપર સવાર થાઈને જંગલની ગહા કાપતાં રસ્તામાં તેમને મોટું તોફાન નડયું અને ગલીગુચી તો એટલી બધી દેખાતી કે કયાં વળવું અને કયાં નહી તે પણ તેમને સુજ પડયું નહી. ઘણો વાર વીચાર કીધા પછી "ભુલહાપ" દેવની ગલીમાં તેઓ પેઠા, જયાં તેઓ સર્વ અંધારામાં ગરક થયલાં હોય એવું લાગતું. તેવામાં સામેથી એક મકારી ઓરત બુજરોગ અને પરેજગાર ગ્રહસ્થના લેબાસમા તેમને મળી. તેણી એક નાપાક જાદુગરની હતી અને રસ્તો દેખાડવાના હેતુથી તેણીએ તેમને ફરેબ દીધો અને તેમનીપર જાદુ ચલાની તેઓને છુટાં પાડયાં.

એક મકરબાજ માણસ ઘડીમાં ઘોડો, ઘડીમાં ગધેડો બની જાય અને દરેક વખતે રંગ બદલે છે તે કવિ અસરકારક રીતે લખી જાયછે.

Sometimes a fowl, sometimes a fish in lake,
Now like a fox, now like a dragon fell;
That of himself he oft for fear would quake,
And oft would fly away. O ! who can tell
*The hidden power of herbs and might of magic spell?*

આવી રીતનાં ઘણાએક દેવ દેવસ્થાનોમાં પેલો જંગી અને શાહાજાદી આવી પડેછે, અને તે સર્વમાંથી તેઓ ઓાદાની મેરબાનીથી વેદના ખમી સલામત પેલી છોકરીને ગામ જઇ

પ્રુગેછે. પેલા સાપના આકારના રાક્ષસપર જંગી ફાવે છે અને તેને આજેજ કરી તેણીના માબાપને કેદમાંથી છુટાં કરેછે અને પેલી શાહાજાંદી તેની સાથે પરણી જાયછે. ઘણીએક દરદેસી તથા જેહેમત તથા હેરાનગતી ભોગવીને ખોદાના સાહાય અને આશરાથી તેઓ જાલમ મોતના પંજામાંથી બચી ગયાં અને આખરે ફતેહ પામ્યાં. એજ પ્રમાણે જે માણસો ઘણાક સંકટ અને દુઃખ સેહેવે છે તેઓ પણ જો હમેશ સારાં કામો કરી તથા નેકીને વીછાની તથા આ દુન્યાની લોભ લાલચો જેમની જાલ દગેદગ પંથરાયલી છે તેમને તજી, તે કિર્તાર પર શોકર ગુજારી કરશે તો જરૂર તેઓ આ ફાની દુન્યામાં ફતેહમંદ ઉતરશે અને પોતાની નેકીનો બદલો આએજ જગતમાં હાંસલ કરીને મરણ પામશે.

ઉપર સમજાવ્યાં તેવાં ઘણાક સાહાસ કર્મો છએ ભાગોમાં જોવામાં આવશે. એ માહાભારત કવિતામાં ઘણાએક આનાક આપનાગ શુખનો સમાવ્યા છે. કવિતા અસલ ઇંગ્રેજીમાં લખી છે પણ સાધારણ વાંચનારને બરાબર સમજણ પડે તેમ પોતાની જોડણીમાં જરા ફેરફાર કરયો છે. એક લોભી માણસનું ચીત્ર પેહેલા ભાગમાં આપ્યું છે તે રમુજી છે. લોભીયાને તમે પુસ્તુ આપશો તોપણ તેને તે થોડું પડશે; જોકે પોતે દ્રવ્યવાન હોય છે તોપણ તે આપણી પાસ સામું માગવા આવેછે; તેની પાસ પુષ્કળ છતાં તે ગરીબ છે તેવું આપણને સમજાવે છે, અને દુન્યામાં સર્વલોકોપયોગી કામો અને ધર્મદાન કરવાને બદલે તેને હાથે પગે જાણે નજલો થયો હોય તેમ તે ઘરમાં પોતાની દોલત સાપની માફક તપાસશે.

Most wretched wight, whom nothing might suffice,
Whose greedy lust did lack in greatest store,
Whose need bad end, but no end covetise;
Whose wealth was want, whose plenty made him poor;
Who had enough, yet wished ever more;
A vile disease: and eke in foot and hand
A grievous gout tormented him full sore,
That well he could not touch, nor go nor stand,
Such one was Avarice, the fourth of this fair band.

પ્યારનો આતશ પણ માણસની નાજુક જુવાનીમાંજ દીલમાં સલગેછે તે વીશે કવિ આ પ્રમાણે લખે છે:—

It was in freshest flower of youthly years
 When courage first does creep in manly chest,
When first that coal of kindly heat appears,
 To kindle love in every living breast.

જે લોકો સ્ત્રીજાતીને ધીકારે છે તેઓ પણ જલદી તેમને આધીન થાય છે અને જે છોકરાઓ પરણવાને ના પાડે છે તેઓ પણ તેમની ખુબસુરતી જોઇ લલચાઇ જાય છે તે પણ કવિએ સારી રીતે દેખાડ્યું છે. સ્ત્રીની આગલ કઠણમાં કઠણ છાતી પણ પીગલે છે; તેમજ વલી મરદો પણ ગમે તેવી મકમ સ્ત્રીને ફુસલાવી શકે છે એમ કવિ કહી જાય છે. જેમ એક કીલ્લો ઘણા દહાડા સુધી ટકી રહીને આખરે શરણ થાયછે તેમ નારી અને મરદ જાત પણ શરણ થાય છે.

* * * * No fort can be so strong,
 No fleshly breast can armed be so sound,
But will at last be won with battery long
 Nothing is sure that grows on earthly ground;
And who most trusts in arm of fleshly might,
 And boasts in beauty's chain not to be bound,
Doth soonest fall in disadventurous fight,
And yields his captive neck to victor's most despight.

વલી સ્ત્રીજાત પર વીસવાસ મુકવા કવિ ના પાડેછે કારણકે બૈરાંના ફાંતા આગલ કોણનું ચાલે ?

For who does know the bent of women's phantasy?

ઉપલો શાહેર કહી જાય છે કે દરેક જણ સાથ સભ્યતા વાપરવી તથા દરેક સાથ હલીમલીને ચાલવું માણસના પોતાના ફાયદા કાજે છે; કાંયકે તેથી એકમેકની ભલાઇ અને ખુબી ગવાય છે, દોસ્તી વધે છે, નબલાઓ જોર ધરે છે અને જોરઆવર ઇજત મેલવે છે.

But lovely concord and most sacred peace,
 Doth nourish virtue and fast friendship breeds;
Weak she makes strong, and strong thing does increase
 Till it the pitch of highest praise exceeds.

સ્પેનસરે "પરીઓની સરદાર" નામની બુનંદ કવિતા શીવાય ઘણીએક બીજી સતરો જોડી છે. તેમા "વખતના ભોગો" (Ruins of the Times) અને "કાવ્ય દેવીનો વીનાપ" (Tears of the Muses) નામે બને કાવ્યો પણ ઠીક છે. એના દોસ્તદાર સર ફીલીપ સીડનીના મરણની નોધ પેહેલાં કાવ્યમા સમાની છે એમા નીચલો ફકરો એવી મતનબ ધરાવેછે કે જે લોકો સારા કામો કરી આ દુન્યા છોડી જાય છે તેમની કીર્તી હમેશ કવિતામા મશહુર અને તાજી રહેછે એજ પ્રમાણે જયારે યુનાની સરદાર સીકંદરને પુછવામા આવ્યુ કે તેની લશ્કરી ફતેહો ગાવાને કયા કવિને સોંપ્યુ, ત્યારે તેણે જણાવ્યુ કે ગમે તેનો કવિ હશે તો ચાલશે, કારણ કે સારા કામો ગમે તેવા ઓલોમા નોધશો તો પ્રગટી નીકળશે પણ કોઇની જુઠી તારીફના ગમે તેવી સુન્દરેલી ભાષામા બાકા કુડશો તોપણ તે પેહેના આગલ ઝખવાણો પડશે.

> But fame with golden wing aloft doth fly
> Above the reach of ruinous decay,
> And with brave plumes doth beat the azure sky,
> Admired of base born men from far away,
> Th n who so will by virtuous deeds essay
> To mount to heaven, on Pegasus must ride,
> And by sweet poet s verse be glorified

સ્પેનસરના વખતમા કેટલાક લોભાગુ કવિઓ નીકલ્યા હતા, જેમની કલ્પના શકિત તથા પેટબાજીની એના "કાવ્ય દેવીના વીનાપમા" ઠેકડી કરવામા આવી છે લોકોથી વિદ્યા હુનરોને આસરો તથા ઉત્તેજણ ન મલતુ હતુ તથા તવગરો સારા કામ કરવાને બદલે મોજ શોખમાં દીન ગુજારતા હતા તેનો કવિ એ કવિતામા વીનાપ કરેછે. Mother Hubbard's Tale અથવા 'ઘરડી હબારડની વારતામા" એક જુવાનયાને સરકારી ચાકરી મેલવવાને માટે મોટા દરબારીઓની ચાપલુસી કરવી પડેછે તથા કેટલુ નીચપણુ અને લુચ્ચાઇ વાપરવી પડેછે તે પર રમુજી ટીકા કીધા છે એની બીજી પરચુરણ ટુક કવિતા પણ છપાઇ છે

ઇંગ્રેજી કાવ્ય સંગ્રેહમાં સ્પેનસરની "પરીઓની સરદાર" ઘણો ચહડતો દરજ્જો ધરાવેછે. જેમ સરે અને વાયટે Sonnets તથા Blank Verse કવિતાઓ દાખલ કીધી છે તેમ સ્પેનસરે નવ લીટીઓની બુલંદ અને શુરવાલી કવિતા પણ પેહેલવેહેલીજ ઇંગ્રેજીમાં દાખલ કીધી છે, અને તેથીજ એ જાતની કવિતા આજ સુધી પણ Spenserian Stanza અથવા સ્પેનસરના પંદ શેકી કવિતાને નામે વખણાય છે. જોકે એમાં આપણને અસલ ઇંગ્રેજી બોલો પુષ્કલ મલેછે તોપણ તેમની રચના તથા એબારત અને શલોકોની બંધ બેસતી ગોઠવણ સારી છે. દરેક ઇંગ્રેજી વાંચનારને એની Fairy Queen નું પુસ્તક વાંચવાની ભલામણ કરવામાં આવે છે. તેની મધુર અને રસદાર કવિતા, તથા તેમાં સમાવેલા તરેહવાર બનાવો અને દેખાવો, તથા પેહેલવાનોની લડાઇ અને જાદુગરોના મેહેલો, તથા આશકમાશુકના પ્યાર વગેરે ઘણીએક મનને રીજવનારી બાબદોથી એ માહાભારત કવિતા પુસ્તક ભરપુર છે.

ઉપર આપેલા ટુંક ફકરા ટાંકી દેખાડયા છતાં એક ફકરો અહી ઉતારી લીધા વના ચાલતું નથી. તે એક વાડીનો ચમતકારીક દેખાવ છે. અહી જાતજાતના પક્ષીઓ મધુર ગાયનો ગાય છે; ખુબસુરત પણ અણદીઠ પરવાંઓ શાંત અને ધીમે સાદે રાગ લલકારે છે; સીતાર અને તંબુરાતો વાગેછે: પાણીના ઝરાઓ અને ફુવારામાંથી પડતો ધીમો ધોધ વાજીંત્રના અવાજ મીસાલ કાનપર પડેછે, તથા ખુશબોદાર પવનની લેહેકી વાઇને દીલને ખુશાલી બખશે છે. પણ તેવામાં એક નાજુક સાદ જુવાનોનું દીલ ઉસકેરે એવું ગાયણ ગાય છે. જેમ મગમગતો ગોલાબ તેની ખીલતી કલીના બાહારમાં સર્વ ઠેકાણે ખુશબોઇ પાંથરે છે અને સર્વ લોકોને ગમતો થઇ પડેછે, પણ જ્યારે કરમાઇ પડેછે ત્યારે કોઇપણ તેની તરફ જોતું એ નથી; તેજ મીસાલ અરે, ઓ જુવાન! તારી જીંદગી પણ એક ઘડીમાં નાશ પામશે, વાસ્તે તારી જુવાનીના ખીલતા બાહારમાં તું પ્યાર અને સુખચેન ભોગવી લે, કાંયકે તારા એજ વખતમાં સર્વ જણાં તારી તરફ મમતા અને મોહબત બતાવશે.

Eft soons they heard a most melodious sound,
Of all that might delight a dainty ear,
Such as at once might not on living ground,
Save in this paradise be heard elsewhere,
Right hard it was for wight that did it hear,
For all that pleasing is to living ear
Was there consorted in one harmony,
Birds, voices, instruments, winds, waters all agree

The joyous birds shrouded in cheerful shade,
Their notes unto the voice attempered sweet,
The angelical soft trembling voices made
To the instruments divine respondence meet,
The silver sounding instruments did meet
With the base murmur of the waters fall,
The waters fall, with difference discreet,
Now soft, now loud, unto the wind did call,
The gentle warbling wind low answered to all

The whiles some one did chant this lovely lay·
Ah! see, whoso fair thing dost fain to see,
In springing flower the image of thy day!
Ah! see the virgin rose, how sweetly she
Doth first peep forth with bashful modesty,
That fairer seems, the less ye see her may!
Lo! see, soon after how more bold and free
Her bared bosom she doth broad display,
Lo! see, soon after how she fades and falls away!

So passeth, in the passing of a day,
Of mortal life, the leaf, the bud, the flower;
No more doth flourish after first decay,
That erst was sought to deck both bed and bower
Of many a lady and many a paramour!
Gather therefore the rose whilst yet in prime
For soon comes age, that will her pride deflower,
Gather the rose of love while yet is time,
Whilst loving thou mayst loved be with equal crime!

સ્પેનસર કવિની કેટલીક લીટીઓ કેહેવત તરીકે વપરાય છે, તે પણ નોંધી લેવા જોગ છે. જેમકે

Oft fire is without smoke and peril without show.

જેમ ધુમાડો નીકળ્યા વગર બળતુ સળગી ઉઠેછે તેમ કોઇ વાર અગમચેતી વગર માણસો પર હાદસો આવી પડેછે.

One loving hour for many years of sorrow can dispense.

ઘણા વરસોનું દુઃખ એક કલાક આનંદમાં ગુજારવાથી ભુલી જવાય છે.

A dram of sweet is worth a pound of sour.

હજારો કરડા બોલો વાપરવાના કરતા એક અસરકારક પણ નરમ બોલ વાપરેલો ભલો.

---

## પ્રકરણ ૮ મું.

ગાણી એલીઝાબેથના વખતમાં નાટક તખતોજ્વળરો ગાજી રહ્યો હતો. કરૂણા અને હાસ્યરસ ભરેલા મોટા મોટા ચાનાક આપનારા નાટક લખનારાઓ તેણીના રાજમાંજ થઇ ગયાછે. શેકસ્પીયર, જોનસન, માસીનજર, ચેપમેન, બોમંત, ફલેચર દેકકર વગેરે ઘણાક બીજા નાટક લખનારાઓનો સમુદાય તેણીના રાજ્ય પ્રકરણને પુર શોભા આપેછે. શેકસ્પીયર સીવાય બીજા સર્વ લખનારાઓના નાટકો તેઓની પાછળ હસતી પામ્યા નથી. જે જે નાટકો તેઓએ લખ્યા છે તે બધા તેઓના વખતને તથા તેમની મંડનીને માત્ર અનુસરતા હતા તેથીજ વખતના ઘતરડાથી તેમની વિખ્યાતી કપઇ ગઇ. છે. પણ શેકસ્પીયરનુ નામ તો અમર છે. તેના નાટકો લખ્યાને આજે ત્રણસો વરસ વહી ગયાં છે તોપણ તે સર્વના મનમાં તાજા છે. આજ પણ ઇંગ્રેજોના તાબા તલે આવેલાં મુખ્યરેલાં શહેરોમાં—ને વળી ખુદ લંડનમાં—એ નામાંકિત લખનારના નાટકો હજારો લોકોની ભીડ વચે કરી દેખાડવામાં આવેછે. ફ્રાન્સ જરમની વગેરે દેશોમાં પણ એના નાટકોના તરજુમા છપાયા છે. એની વીલક્ષણ બુદ્ધીનું એ સર્વ પરીણામ છે. એનેથી ઉતરતો જોનસન છે.

જેના શેકસપીયરના નાટકો નિતીમાન વચનો અને દુન્યાની અનુભવ માસથી ભરપુર છે તેવા જોનસનના લખેલા એલા ઘણાજ થોડા છે તોપણ જોનસનના નાટકો તે વખતના લોકોની રીતભાત તથા તેઓની ખામીઓ અને બદ લક્ષણો પુર જોસથી ઉઘાડા પાડે છે બીજા સર્વ લખનારાઓના નાટકો કઇ ધ્યાન આપવા જોગ નથી એ વખતમા દેશની આબાદાની તથા નવા રોજગારની સારી હાલતને લીધે લોકોનો નાટકપર ઘણો શોખ ઉસકેરાયો હતો, અને તેથીજ નામીચા લખનારાઓનુ મન એવો લખવા પાછળ રોકાયલુ રહેતું દરેક લખનારે ઓછામા ઓછા ચાળી- સ ચાલીસ નાટકો લખ્યાછે શેકસપીઅર અને જોનસનના લખાણની હદ એટલાજ સુધી જોવામા આવેછે પણ બોમત અને ફલેચરે તો એપણ નાટકો લખ્યાછે બીજાઓનાકરતા તે- મનુ લખાણ શુદ્ધ અને તેજ છે તો પણ ઘણુ નીરલાજદ છે એજ કારણને લીધે નીતીમાન માણસોનો કોપ તેમનીપર બહુ ચઢેછે પણ એઓ એકલાનુજ લખાણ દુરાચારી નથી એ લીઝાબેથના વખતનાસર્વ લખનારાઓને—શેકસપીઅરને પણ—ઉપ લી જાતની નીચ ભાષાના છાંટ લાગ્યાછે તેમની સર્વ ખુબીઓ છતા આ એક કલંક પણ તેમને ચોટયોછે બીજાઓના કરતા શેકસપીઅરમા એવું ભાંડ લખાણ ઘણુજ થોડુ જોવામા આવે છે બોમત અને ફલેચરના નાટકોમા માત્ર બેજ નાટકો રસીકાછે The Maid's Tragedy અથવા 'કુમારીકાની કાહાણી' નો કરૂણારસ નાટક વાચવા લાયકછે, પણ તેમા વાચનાર અને જોના- રનો અદાજો સુદ્દન સાચવયો નથી બીજો એક હાસ્યરસ નાટક (Comedy) " Rule a wife and have a wife " ઘણો રમુજી છે. એમા એક સ્ત્રી પેતાના ખાવીંદને દબાણમાં અને હોકમમા રાખવાના ઇરાદાથી તેને પરણે છે પણ તેણીની નેમમા તેણી કેવી ઠગાયછે તે સરસ રીતે દેખાડયુછે A new way to pay old debts અથવા "શેરને માથે સવાશેર બનવાનો નવો રસ્તો" એ નામનો નાટક લખવાથી મેસીનજરનુ નામ જાણીતુ થયતુ છે એમા એક લોભી કાકો પોતાના ભત્રીજાનો વારસો લુટી લઇ તેને ઘરમાથી કાઢી મુકેછે

અને તેની સાથે કોઇને પણ વેહેવાર રાખવા અથવા લેણદેણ કરવા દેતો નથી, પણ સામો તેનીપર બહુ જુલમ પાડેછે. પારકા ધણીના પૈસા લુટી તે શ્રીમંત બનેછે, તથા તેની આસપાસના સર્વ ગરીબોને નાહક સતાવી તેમની માલ મીલકત જપત કરેછે. આરધાં આરધ ગામનો તે ધણી થયો તો પણ તે લોભી ધરાતો નથી. તેની એકપુત્રી છોકરીને તે કોઇ ઉમરાવજાદા સાથ પરણાવવા માગે છે અને ઉમરાવથી કોઇ ઉતરતાને જમાઇ કરવાના તે સોગંદ લેછે. એ પ્રમાણે તે ઘરમાં ખોડખેડો હવાઇ કીલ્લા બાંધેછે. પેલી છોકરીતો પેલા કાઢી મુકેલા પીતરાઇ સાથ પરણવાને બંધાયલી હતી, અને તેને બહુ ચાહાતી હતી તેથી તેણી પોતાના બાપની સાંપે થાયછે. બાપ દીકરી વચે જે ગોફતેગો એ ખાબદ્દીથી ચાલેછે તે ઘણી રમુજ ઉપજાવેછે. એના તાલુકાનો ઉમરાવ ફરતો ફરતો આ લોભીઆના ગામતરફ આવેછે તેથી તેતો પુરો હરખાઇ જાયછે, અને જો કે તેતો શીકારને ખાતર તે તરફ આવેછે તોપણ લોભીઓ એમ સમજે છે કે તેની છોકરીનો હાથ મેલવવાને વાશ્તે તેના ઘરમાં આવેછે. પણ એજ ઉમરાવની મેરબાનીથી પેલા ખરા વારસને દાદ મલેછે અને પેલાં બંને પીતરાઇ પરણી જાયછે તથા પેલો લાલચુ બાપ કાયદાના દસ્ત તલે સામો આવી જાયછે. આ નાટક હજુ પણ કેટલીક વખત કરી બતાવવામાં આવેછે અને એમાં એક ખાપેલ પાદરીની હસવા સરખી ચાલથી વધારે રમુજ મલેછે.

એ વતરીગે ચેપમેન, દેકર, ફોરડ જેવા નાટક લખનારાઓ થઇ ગયાછે. એ લોકોના નાટકો ઘણા ઉતરતાછે. એ સર્વનું ટુક બયાન આપ્યા પછી શેકસ્પીયર અને જોનસનના નાટકોની તપાસપર આવીએ.

---

## પ્રકરણ ૯.

નામાંકીત શેકસ્પીયરની જીંદગીની નોંધ તેનું જન્મ ચરીત્ર લખનારાઓ તરેહવાર આકારમાં આપી ગયાછે, એનો એહવાલ કોઇપણ પુસ્તકમાં સંપુર્ણ મળતો નથી. તો પણ જે અ-

ગત જોગ બીનાઓ જાણવામાં આવીછે તે અતરે ટપકાવીછે. William Shakspeare એવણ નદીના કીનારાપર આવેલાં સ્ટ્રેટફર્ડ સેહેરમાં ઈ૦સ ૧૫૬૪માં જન્મ પામ્યો હતો. તે પોતાના ગામની નીશાલમાં કંઇ થોડુ ઘણુ શીખ્યો, અને અઢારએક વરસની ઉમરે પોતાના એક નાટકી મીત્ર સાથે લંડન શેહેરમાં કમાણી સોધવા આવ્યો. એણે કંઇ પણ ચડતે દરજાની કેલવણી ન લીધી હતી તેથી કેટલાક લખનારા એવું કહી જાયછે કે નાટકસાલામાં જે લોકો ઘોડાપર બેસી આવતા તેમના ઘોડા પકડી ઉભા રેહેવાની હલકી ચાકરીપર પેહલવેહલાં એ રહયો. ત્યારપછી એક નાટકકાર તરીકે એ પાઠ બજાવવા લાગ્યો, અને નાટક તખતાપર ઘણી ચાલાકી દેખાડતો. થોડુક કમાયાપછી Black Friars નાટકસાલાનો એ ભાગ્યો થયો, અનેવળી બે ત્રણ વરસ જવા દઇને Globe નાટકશાલામાં પણ ભાગ રાખ્યો. એ વખતે એણે નાટકો પણ જોડવા માડયા તેથી એને બમણી કમાણી થતી હતી એના નાટકો ઘણા વખણાવા લાગ્યા તેથી એ પોતે બંને નાટક શાલાનો એકલો માલેક થયો. પોતાના લખેલા નાટકોનો મુખ્ય ભાગ તે પોતે બજાવતો હતો. એ પ્રમાણે લંડન શેહેરમાં ઘણાક વરસો ગુજારીને તથા સારી દોલત એકઠી કરીને પોતાને દેશ ગયો, અને વાડી વજીફા વગેરે ખરીદીને તથા એક સ્ત્રી સાથ પરણીને બાકીનો વખત સુખચેનથી ગુજારવા લાગો. એને એક બે ફરજંદપણ થયલાં કેહેવામાં આવેછે. એની બૈરી સાથ કંઇ ટંટો થવાથી એ છુટો પડયો અને ઈ૦ સ૦ ૧૬૧૬માં બાવન વરસની ઉમરે પોતાના દેશમાં મરણ પામ્યો.

શેક્સપીયરે નજદીક સાડત્રીસ નાટકો અને બીજી ઘણીક દીલપસંદ કવિતાઓ લખીછે. એનો એકેએક નાટક રમુજ ગમત અને ચાનાક આપેછે. બીન કેળવણી છતાં તે કવિતનો ઉસ્તાદ થઇ ગયોછે, અને કુદરતના અજબ ભરમો એણે ખોલ્યા કીધાછે. ઝાડપાનની વિદ્યા, જાતવરોની પારખ અને માણસના ગુણ અવગુણની તપાસ તથા નોંધો એના દરેક નાટક કે કવીતામાં જોવામાં આવછે એનેથી આગળ થઇ ગયલા સર્વ ક-

વિઓના કરતાં એનું લખાણ ઊત્તમ છે. એના નાટકો ઘણુ-ખરા અનુપ્રાસ વગરની કવિતામાં રચ્યાછે. એની ઓહલી અજ-માશ તથા માણસ જાતનો ખ્વાસ પારખવાની શકિત આપણને બહુઅજબ કરેછે. હાલના ગુજરાતીમાં થતા ઘણા ખરા નાટકો તથા સ્ત્રી બોધ અને એવાંજ બીજાં ચોપાનીયામાં આવતી દીલ-પસંદ વારતાઓ એનાં એલોનાજ પાયાપર રચાયલાંછે. દાદે દરીયાવનો મનોરંજક ખેલ તથા નશીયતે નાજનીનનો આનાક આપનાર નાટક કબજ નહી પણ શેકસપીઅરના Pericles અને Taming of the Shrew ના ઇંગ્રેજી ખેલોના તરજુમા છે.

શેકસ્પીઅરના નાટકોને બે પ્રકરણમાં વેહેચી નાખી ત્રીજાં પ્રકરણમાં એની કવિતાનું થોડું વર્ણન આપી એ માહાન પુરૂષની બાબદ ખતમ કરીએ. એના હાસ્યરસ નાટકો જે આ પ્રકરણમાં આપવામાં આવ્યા છે તે Comedies ના ઇંગ્રેજી નામથી ઓલખાય છે. એવા સોલ નાટકો એની કલમથી લખાયા છે. તેમની વીગત આ પ્રમાણે છે:—

Two Gentlemen of Verona વરોના શેહેરના બે શેહેરીઓ.
Cymbiline ... ... ... શ્રીમમેલાધન
Love's Labour Lost ... પ્યારની મેહેનત ફોકટ
Comedy of Errors... ... ભુલચુકની હસાહસ.
All's Well That Ends Well જેનું પરીણામ સારૂ તે સઉ સારૂં.
Twelfth Night ... ... જુમેરાતનો ચમતકાર.
Midsummer-night'sDream મધરાતનો સ્વપનો.
As You Like It ... ... પાપીની તોજેશ.
Merchant of Venice ... વેનીસનો બ્યાજખાઉ વેપારી.
Much Ado About Nothing જુજજેવી વાત તેના આસમા-નસે લગાડેલા હાથ.
Taming of the Shrew ... નસીઅતે નાજનીન.
Pericles ... ... ... દાદે દરીઆવ.
Measure for Measure ... જેવા આપ તેવાં ગીત.
Winter's Tale... ... ... શીયાલાની વારતા.

Tempest ... . ... તોફાની પવન
Merry Wives of Windsor વિંડસરની રંગીલી બાઇડીઓ અથવા ગામ-
ની ખુશાલીનો માર

ઉપના બોલે નાટકોમાં એવો તો દીલપસંદ વારતાઓ સમાણીછે કે તે સર્વપર આપણું ધ્યાન પુર મકેવુ ગટેછે

પેહેલા નાટકમા એક જાણી દોસ્તદાર પોતાને મન પસદે સ્ત્રી સાથ મોહબતમા પડવા પછી તેણીનો પછવાડેથી તીરસકાર કરે છે, અને પોતાના જીવેજાન મીત્રની ભાભુકના પધારમા પડીને પોતાના વાહલા મીત્રને ફસાવે છે તેના બેવફા મીત્રનુ ચીત્ર આપ્યુ છે ખુબસુરતી આગળ દોસ્તની મીત્રાચારી પણ ઢીગળી જાય છે તે આ નાટકમા ઘણુ અસરકારક રીતે દેખાડયું છે

સીમબેલાઇનના નાટકમા એક સાવકી માતા પોતાના આગલા ધણીના બોહડ છોકરાને પોતાના બીજા વરની ગજ ગાદીએ ચડાવા ખાતર કેવી નીચ કોશેસો કરેછે, અને પોતાના ધણીની આગલી રાણીને પેટે અવતરેલી છોકરીને પોતાના બોહડ છોકરા સાથ પરણાવા માટે તેણીના અદગાયના બરથારને દરબારમથી કાઢી મુકાવે છે તે દેખાડયું છે એજ નાટકમા એકએકને ન ઓળખે તોપણ દીકરાનુ બાપ પર અને ભાઇઓનુ બેનપર કુદરતી રીતેજ પ્રીત દોડેછે તેનો દીલખુશ ચીતાર પાડયો છે. એક સાવકી માતાનો વેરભાવ એક બાપની આગલીબેરીના છોકરાને કેટલો પજવે છે તે આ બેનમા જોવામા આવશે.

"પ્યારની મેહનત ફોકટ" એ નામનો નાટક ઘણી રમુજ આપેછે. માબાપો પોતાના બચાને ઠેકાણે પાડવાની જે કોશેસો કરેછે, તે સર્વ કેવી ફોકટ જાય છે તે આ નાટકમા દરશાવ્યુ છે. એકમેકની રાજીખુશીથીજ જોડું બને છે

"ભુલચુકની હસાહસ" નાટક વાચવાથી ઘણુ હસવુ આવે છે. એમા બે જોડીયા ભાઇઓ એકજ સ્વરૂપના હોવાથી, તથા તેનના બંને ગોલામો પણ એકજ વખતે જન્મ પામેલા અને સરખાજ ચેહેરાના હોવાથી ઘણી ભુલચુક પડે છે એક ભાઇનો

ગોલામ બીજા ભાઇને પોતાનો શેઠ સમજે છે, અને બીજો ભાઇ પોતાના ભાઇના ગોલામને પોતાનો નોકર સમજી હોકમ ફરમાવે છે. એથી આંધેરે મેહેર કુટાઇ મરેછે. વળી એક ભાઇની બીબી બીજા ભાઇને પોતાનો વર સમજી ગલે વળગે છે તથા તેની સાથે પ્યાર કરે છે. એવા સોંગોથી એમાં હસવાના ઘણા ભાવ પડેછે.

All's Well That Ends Well ના નાટકમાં એક નામીચા ડાકતરની છોકરી પોતાના બાપના મરણ પછી તેના એક ઉમરાવ મીત્રના આસરા તલે રહેલી જોવામા આવે છે. તેણી ઘણી સાલેસ અને સર્વ વાતે ભણેલી હતી. જે ઉમરાવના ઘરમાં તેણી આસરો પામી હતી તે મરણ પામ્યો અને તેના એક પુરા છોકરાએ બાપનો એતાબ ધારણ કીધો. પેલી છોકરી તો આ છોકરાની મોહબતમા પડી હતી, પણ પેલા છોકરો મોટાં ખાનદાનનો હોવાથી તેણી સાથ પરણવાને મુદલ રાજી નહતો એક દહાડે ફ્રાન્સના શાનશાહ તરફથી દરબારનું તેને તેડું આવ્યું ત્યાં તેને જવાની ફરજ પડી રાજાની બીમારીની વાતો તે વખતે ચોમેર ફેલાયલી હતી, અને ઘણાક વઇદ ઓશદ કરતા, પણ કોઇ પણ હકીમથી રાજાને ફેર પડતો નહી. પેલી છોકરી પોતાના બાપના ઇલમથી વાકેફ હોવાને લીધે રાજાની દરબારમાં ગઇ અને મોતનો જોખમ માથે એવી લઇ તેને સારો કીધો. રાજાએ ગમે તે ઇનામ માગવાને ફરમાવ્યું. તેણીએ તો રાજાને સઘ ઉમરાવોની મીજલસ ભરવાને અરજ કીધી, અને તેમનામાથી પેલા અમીરજાદાનો હાથ ધરી તેની સાથ પરણવાની માગણી કીધી અને બીજુ કઇ પણ માગયું નહી. ઘણી આનાકાની અને નાફરમાણી કીધા છતાં રાજાએ તેમના લગણ કરાવ્યાં, પણ જે દહાડે તેઓ પરણયાં તેજ દહાડે પેલો ઉમરાવજાદો રાજાની દરબારમાંથી છુપો નાસી ગયો, અને પેલી છોકરીને એટલુજ કહી ગયો કે જે વખતે તેના હાથમાની વીંટી તેણી મેલવશે ત્યારેજ તે તેણી સાથે રહેશે. પેલી છોકરી તો ઘણીજ રંજીદા થઇ. અને થોડાએક મહીના રહીને વળી તેની પુઠ પકડી. જે શેહેરમા પેલો ઉમરાવ નાસી ગયો હતો ત્યા એક કુલવાન સ્ત્રી સાથ

એણે મીત્રાચારી બાંધી, પણ આ સ્ત્રીતો એનો સર્વ અહેવાલ જાણતી હતી. તેથી એને કદીપણ ઉત્તેજણ આપતી નહી. જ્યારે પેલી ડાકટરની છોકરી તે શેહેરમાં ગઇ ત્યારે તેણીને એ વાતની ખબર પડી, તેથી પોતાનો સર્વ અહેવાલ પેલી સ્ત્રીને કહયો. એ સ્ત્રીએ દયા આણીને પેલા ઉમરાવને ઉત્તેજણ આપવાનું ડોલ ઘાલ્યું, અને એક દહાડે રાતનો વાયદો દઇને તેને પોતાની વાડીના અંધારા ઓરડામાં બોલાવી પેલી ડાકટરની છોકરીને ત્યાં મોકલી, જેણીએ પેલી સ્ત્રીનો પોશાક પેહેર્યો હતો. તેની સાથ આખી રાત રહીને તેણીએ પેલી વીંટી ફુસલાવીને કઢાવી લીધી. પેલો ઉમરાવ જે મનમાં બહુ મગન થતો હતો તેણે જ્યારે સવારના પોતાની પરણી બૈરીને જોઇ ત્યારે ઘણો શરમીંદો થયો અને તેણીની સાથે હમેશ સુધી સુખચેનથી રહયો. એ પ્રમાણે એક સ્ત્રીના ઉંડા પ્યારનું ચીત્ર આપ્યું છે.

Twelfth Night ના નાટકમાં પણ જુસ્સાવરની હસાહસમાં આવતા દેખાવો નજરે આવે છે. મેસેલીન શેહેરમાં એક વેપારીની બાયડીએ બે છોકરાંને એકજ વખતે જન્મ આપ્યો હતો તેમાં એક નર અને બીજી નારી હતી, તોપણ તેઓ બંનેની સુરત એક બીજાને આબેહુબ મળતી આવતી હતી. સબબ તેમને તેઓના જાતી પોશાકને લીધેજ ઓળખી શકતાં હતાં. એક દીને એવો સંજોગ બન્યો કે જે વાહાણમાં બંને ભાઇ બેન બેસીને મુસાફરી કરતાં હતાં, તે વાહાણ એક ખરાબા પર અથડીને ભાગી ગયું જેથી કેટલાંક લોકનો જાણ ગયો. કપતાને તો છોકરીને જેમ તેમ બચાવી પોતાના મછવામાં નાખી, પણ છોકરાનો કઇ પણ પતો મળ્યો નહી. પેલી બેન ભાઇને માટે વીલાપ કરવા લાગી ત્યારે કપતાન તેણીને સધીયારો આપતો કે તેણીના ભાઇનેતો એક દોળ સાથે વળગેલો તેણેજોયો હતો, તેથી તે કોઇબી નીકલ્યો હશે. મછવો હાંકતાં હાંકતાં તેઓ ઇલીરીયાના ટાપુમાં જઇ પુગયાં, જયાં ઓરસીનો નામે રાજા રાજ ચલાવતો હતો. એ રાજા પોતાના મુલકની એક ઉમરાવજાદી સાથે પ્યારમાં પડયો હતો, પણ પેલીએ તો ઘણાક કેહેણ છતાં

તેનું માગું બાહાલ રાખ્યું નહી. વલી તેણીનો ભાઇ મરણ પામ-
વાથી તેણીએ સાત વરસ સુધી સોગ પાલવાના તથા એકાંત
રેહેવાના સોગંદ લીધા, અને કોઇને પણ ઘરમાં દાખલ કરતી
ન હતી. પોતાના ભાઇનો પણ એવીજ રીતે સોગ પાલવાના હે-
તુથી પેલી કપતાનની સાથ બચી ગયલી બેને પેલી ઉમરાવજા-
દીના ઘરમાં ઉતરવાનો ઇરાદો રાખ્યો; પણ તેણી તો કોઇ
સાથ વાતચીત પણ ન કરતી કે કોઇને મલવાબી ના પાડતી,
તેથી પેલી છોડીએ કપતાનને સારો સુસારો આપી રજા આપી
અને પોતાના ભાઇને બરનો મરદનો વેશ પેહેરી રાજાને ત્યાં
ચાકરી રહી. તેણીનો ચેહેરો ખુબસુરત હોવાથી રાજાને આ
ખીદમતગાર બહુ પસંદ આવતો તેથી તેને પોતાની પાસેને
પાસેજ હાજરીપર રાખતો. એમ રહેતાં રાજાને માટે તેણીની છા-
તીમાં તો પ્યારનો આતશ સલગયો, અને રાજાના માનીના ન-
રંદિ તેણી તેને કોઇ કોઇ વખત તે વીશે ભરમમાં કહી પણ
સંભલાવતી. પણ રાજાનું મન તો પેલી ઉમરાવજાદીપર લાગેલું
હતું તેથી વારે ઘડીએ પોતાના માનીતાને ચીઠી પતરી આપી
તે ઉમરાવજાદીને ઘર મોકલતો હતો. પેલી છોડી જોકે રાજાપર
મોહીત પડેલી હતી તોપણ તેનો હોકમ બજા લાવવાને પોતાની
શાખને ઘર જતી. એક વખત ઘણી ખીસ કરતાં તથા બાગણા ઠોકતાં
પેલી ઉમરાવજાદીએ તેણીને આવકાર દીધો, અને તેણીનો કુમલો
ચેહેરો અને ખુબસુરત દેખાવ તથા દરબારી પોશાક જોઇને રા-
જાની વાત પડલી નાખી સામી પેલી છોકરીપર ઉમરાવજાદી
આશક પડી! પેલીએતો માત્ર છોકરાનો પોશાક ધારણ કીધો
હતો તેથી મનમાં સમજીને ઉમરાવજાદીના પ્યાર હસી કાઢયો,
અને થોડોક વખત બેસીને રાજાની દરબાર ભણી ચાલી. તેવામાં
પેલી ઉમરાવજાદીએ દાસીને પછવાડે દોડાવીને પોતાને આંગલિની
વીંટી મોકલી એવું બાહાનું કાઢયું કે એ વીંટી રાજાના ઘરથી
દરબારી લાવ્યો હતો તે ભુલી ગયો, તેથી તેણીએ પછવાડે મ્હોકલી
મોકલી છે. પણ સ્ત્રીના ઢોંગ અને હીચારોથી સ્ત્રી જાણે
રતી ખબરદાર હોય છે, તેથી પેલો દરબારી તો સમજી ગયો
ઉમરાવજાદીએ તો તેની પર મન દોડાવ્યું છે. એવામાં

એક અમીરનો છોકરો તનનાર ફરનતો તથા ડોલા ગુરકતો સામો થયો, અને પેલા દરબારી વારે ઘડીએ તેની આગલી બાબુના ઘરમા શુ કામ જાય છે તે માટે ખોલાસો માગયો, અને જો ખોલાસો ન આપેતો લડાઇ રમવા તઇયાર થઈ ઉભો. પેલી દરબારી છોડીતો નામને ખાતરજ તનવાર બાધતી હતી તેથી ખુબ બીહી ધુજી રહી પણ તેવામા સામેથી એક જોરાવર શખ્સ ખુબ પાડતો આવી લાગ્યો, અને પેના અમીરના છોકરા સાથ આ નોજવાનને બદલે પોતે લડાઇ કરવા બાઠ ભીડી પેના બને જણા જેવા લડાઇ રમના જાય છે તેનાજ રાજાના આદમીઓએ આવીને આ અણજાણા પુરૂષને પકડયો વાચનારને જણાવવુ જોઇએ કે આ શખ્સ કોઇજ નહી પણ પેની દરબારી છોડીના ભાઇને ડુબતો બચાવનાર વાહાણનો માલમ હતો એ માલમે એક વખત દરીઆની લડાઇમા આ દેશના રાજાના ભત્રીજાને મારી નખ્યા હતો તેથીજ આજે એની પર દાવ લેવામા આવ્યો જ્યારે આ માલમે છોકરાને ડુબતો બચાવ્યો, યારે તેઓ એક જુદાજ દેશમા નીકલી ગયા હતા ત્યાથી ફરતા ફરતા પેના જવાનને આ ટાપુમા ફરવાનો શોખ થઇ આવ્યો તેથીજ આ માલમને આ છોકરા સાથ તેની બરદાસ્ત ખાતર અહી આવવુ પડયુ એ દેશમાતો તેઓ માત્ર બે કલાક અગાઉના આવેના હતા અને પેના છોકરાને પૈસાની કોથની આપી દેશમા ફરવા જવાને એણે રજા આપી પણ પોતે સાથે ગયો નહી અને ધાસતીનો મારયો ધર્મશાળામા ભરાઇ બેઠો હતો પણ જ્યારે પેના છોકરાને આવતા ઘણો વખત લાગયો ત્યારે એનો જીવ રહી ન શકયો, અને તેની ખોલમા નીકલ્યો, આવતા આવતા જ્યારે તેણે પેના અમીરજાદાને દરબારી છોડી પર ઉપર લખ્યા પ્રમાણે ધસારો કરતા જોયો ત્યારે પોતાના ભાઇબધપર કઇ આવી પડેલુ સમજીને દોડીને લડાઇ રમવા આવ્યો, અને ઉપર કહયુ તેમ પકડાઇ ગયો પેની છોડીએ તો મરદનો વેશ લીધો હતો, અને તેણીનુ મોહ તેણીના ભાઇ જેવુજ લાગતુ હતુ તેથીજ આ માલમ ઠગાયો જ્યારે પકડાઇ ગયો ત્યારે પેની છોડી પાસે પૈસા માગયા પેની છોડી તો ન

ખબર ગઈ કે તેણે તો કંઈપણ પૈસા તે દહાડે તેની પાસે લીધા
નહતા અને તેને તેણી સુદન ઓળખતી પણ ન હતી આવા
બોલો સાંભળીને પેલા માનમ નો ઘણો ક્રોધે ભરાયા તથા પેની
છોકરીને તેણીના ભાઈના નામથી બોલાવી વણો ઠપકો આપવા
લાગ્યો આવો સંજોગ જોઈને પેલો દરબારી તો નાસી ગયો
અને રાજાને સઘળી વાતથી વાકેફ કીધો તથા પોતાનુ નિર્દોષપણુ
જણાવ્યુ કે તેણે કંઈપણ પૈસા કોઈ સોડથી લીધા નથી સીપા
હીઓ માનમને તો બંદીખાને લઈ ગયા પેલો અમીરજાદો પણ
લડાઈનો આવો અંત આવેલો જોઈને આગળ પગના ભગવા
લાગો તેવામા માનમ સાથ આવેલો બરેબરો જવાન તેને સામો
મળ્યો આથી તે વધારે બીકે ભગાયો અને બરચાજી એ વ
ખત છટકી ગયો પણ પાછો હાથમા આવ્યો એમ કહી તેની
પર હોમલો કીધો આ છોકરો મરદાનગીના કામમા શુરો હતો
તેથી તેણે તરત તરવાર કાઢી પેલા અમીરને સખત જખમ
લગાવ્યો આવો મામલો જોઈ લોકો એકઠા થયા એજ વખતે
પોતાના પ્યારા દરબારીને ભયમા પડેલો સમજી પેલી ઉમરાવજાદી
મેહલની બાહાર નીકળી આવી અને તેને પતાવીને પ્યાર ભ
રેલા શુખનોથી મેહેલમા આરામેશ લેવા બોલાવ્યો રાજાનો
જે માનીતો તેણીને ત્યા આવેછે તેજ આ હશે એમ તેણી
સમજી પેલો જવાન તો ઘણી અચરતીમા પડયો કે આતે શુ
કંઈ પરીસતાનછે કે મરદો નાહક એક બાગકા શખ્સપર કંઈ પણ
વાક વગર હોમલો કરેછે, અને સ્ત્રીઓ તદન અજાણ્યા માણ
સને પોતાના મુરબી અને વાહાલા અને પ્યારા એવા એવા
નામથી બોલાવેછે ! પેલી ઉમરાવજાદીએ જોયુ કે પેલો તો
જ્યારે તે રાજાના દરબાર આવતો હતો ત્યારે તેણીની
વાતને હસી કાઢતો હતો પણ તે દહાડ તો ઘણોજ ખુશ અને
ઠીક મીજાજમાછે તેથી તક સાધી લઈને એક બાંદીને બોલાવ્યો
અને પેનાસાથ નેકા પડાવી લીધા આના મેહલમા રેહેનારી સ્ત્રી
સાથ પોતાનુ નસીબ બંધાયલુ જોઈને પેલો વેપારીનો છોકરો
તો ઘણો ખુશ થયો અને બે કલાકની રજા માગી પોતાના પીત્તા
પેર માનમને વધાઈ કેહવા ગયો એવામા રાજા અને તેનો માનીતો

તથા સર્વ ગ્રસાનો, ઉમરાવજાદીના મેહેલ આગળ આવી પુગાં. સીપાઈઓ પણ એજ જગે પેલા માલમને પણ બેડી ઠોકી ગજાનો હુકમ મેળવવા આવી લાગા. માલમે જ્યારે વલી પેલી વેશ ધારણ કીધેલી છોડીને જોઈ, ત્યારે નીમક હરામ, બેવકુફ, વગેરે તેને ઘણું કંઈ ભુંડુ બોલવા લાગો, અને તેને કેમ બચાવ્યો, તથા કેવી આસના વાસણા કીધી તે સર્વ બીનાથી તેણે ગજાને વાકેફ કીધો. ગજા તો તેના બોલવાથી ઘણો અચરત થયો અને તેનું કંઈએ માન્યું નહી, કારણ કે ઘણા મહીના થયા આ જવાન તેની નોકરીમા હતો ત્યારે માલમનું કેહેવું ખરૂં કેમ હોય? વલી અતરે ઉમરાવજાદી મેહેલમાથી ખુશી થતી ઉતરી આવી અને પેના દરબારીને ખાવીંદ તથા ભરથારના નામથી બોલાવી તેની સાથે ગેલ કરવા લાગી. ગજાના માનીતાએ તો તરત તેણીને તુરછકારી કાઢી, અને એવા કંઈ પણ પવીત્ર ગાહનો ઈનકાર કીધો, તથા તેણીને ગજાના દેખતા હરામેની કાઢી પેની ઉમરાવજાદીએ તો ગજાનીપાસ ઈનસાફ માગ્યો અને પાદરીને તથા પોતાના ઘરના બીજા માણસોને સાક્ષી તરીકે બોલાવ્યા. હવે ગજાનો તો માનીતા પર બહુ ક્રોધ ચઢ્યો, અને તેણે આવી નાજુક વાતમા કેનો દગો દીધો તથા જે કુવરીનુ બીજાને માટે કાજ કરવા મોકલ્યો તેજ કુવરી પોતે પરણી બેઠો એવી રીતના ઘણાક તાણાથી તેને ધીક્કારી કાઢ્યો. આ વેલા જે શખ્સ ખરેજ પરણ્યો હતો તે આવી લાગો બને જણનો એક સરખો ચેહેરો તથા કદ જોઈને ગજા અજબ થયો, પેલી ઉમરાવજાદી વીચારમાં પડી કે તેણીનો ખરો ખાવીંદ કોણ, પાદરી અને માલમે પોતાની ભુલ જોઈ; પેલી છોકરીએ મરદનો વેશ કાઢી નાખ્યો અને સઘલી વાતનો ખોલાશો થયો. ઉમરાવજાદી પસ્તાવો કરવા લાગી કે તેણી પેહેલાં એક કુવરપર આશક પડી. પણ વલી ખુશી થઈ કે ખોદાની મેહેરબાનીથી લગનનો ગાંઠતો તેણીએ એક મરદ સાથેજ બાંધ્યો હતો. માલમને ગજાએ માફી બક્ષી, અને પેલી છોડીને ગજાએ પોતાની રાણી બનાવી ઉમરાવજાદી પ્યારમા સોગ વેરાગ સઉ ભુલી ગઈ અને અમનચમનમાં દીન ગુજારવા લાગી આ રીતે જુમે રાતની વારતાનો અંત આવે છે.

Midsummer Night's Dream ના ખેલમા પરીઓના રાજારાણીની ચાદણી રાતની ગમતીનુ તથા એક મસતીખોર અનકારી દેવના તોફાનનુ ચીત્ર ઘણુ રમુજી છે

As You Like It ના ખેલમા એક નોજવાન માણસને તેની નેકી અને દીનદારી માટે આ પાપી દુન્યામા કેટલુ ખમવુ પડેછે તથા આખરે તેની કેવી ફતેહ થાયછે તે દેખાડયુ છે, તથા એજ નાટકમા રાજપાટ તથા દુન્યાની મોજશોખ તજ્યા છતા એક સદગુણી રાજા કેટલુ માન પામેછે તથા પોતાના બાપની નીર્દય અને પક્ષપાત ચાલને માટે એક પરોપકારી અને માયાલુ બેટી કેમ મુજાયછે તે સર્વેનુ રસીલુ દાસતાન સમાવ્યુછે.

'વેનીસનો વ્યાજખાઉ વેપારી" એને નામે મશહુર થયલા નાટકમા, મીનાચાગીનોગાઢ બે ભાઇબધો વચે કેવો સપુર્ણ બધા ચલો, તથા એક કીનાખોર અને વ્યાજખાઉ યાહુદીનુ પોતાના હાથતલે આવી ગયલા દુસમનપર લેવામા આવતુ વેર, તથા એક નેક ખસલતની અને કાબેલ સ્ત્રીની હુશયારીથી તેણીના ભરથારના જાણી દોસ્તનો બચેલોજાન—એ સર્વેનુ આપણી દરેક લાગણીપર અસર કરે એવુ બયાન સમાવ્યુ છે

Much Ado About Nothing ના નાટકમા એક રગીલી સ્ત્રીના એક મશહુર ગ્રહસથ સાથે અચાનક લગન લાગેલાં જોવામા આવેછે અને તરફના મીત્રોએ રમુજને ખાતર તેમનુ જોડુ કેમ ઠોકી બેસાડયુ તેને માટે ઘણીક તાબતનાબત જોડી પેલી સ્ત્રી કોઇ પણ સાથ પરણવાને તથા કોઇ પણ મરદના તાબાતને રેહવાને સાફ ના પાડતી હતી, વલી પેલો મરદપણ બાયડીની તીક ગલે ઓનનવાની સામે હતો, તેથી જયારે બનેનુ જોડુ લાગેછે ત્યારે જે ગોટાલો ચાલેછે તે પુરુકલ હસવુ પેદા કરે કે એક તરફથી પેલી અમનાને એમ સમજાવવામા આવ્યુ કે પેલો ગ્રહસ્થતો તેણીની ઉપર જબર આશક પડયોછે, અને તેણીના કરડા ટગવને લીધે ઘણો હેરાન થઇને આખરે બીમારી ભોગવેછે બીજી તરફથી પેલા ગ્રહસ્થને ઉનકાવવામાં આવ્યો કે પેલી સ્ત્રીતો તેની સાથજ પરણવાના સોગદ લઇ બેઠીછે, અને જો તે તેણીને ન કબુલ રાખશે તો તેણી નાહેક

છુટાપર કરશે. આ ખેલમાં એક બીજાં જોડાંનું પણ વર્ણન આપ્યું છે.

"નશીયતે નાજનીનના" ખેલમાં એક કલાંત અને મગરૂર બાયડી એક કરડા ધણીના તાબાતળે કેમ કેલવાયછે અને નરમ રૂ જેવી બની જાયછે તેનો ચાનાક આપનારો બોધ સમાવેલોછે.

Pericles ના નાટકના સર્વ ભાગો ગુજરાતી દાદે દગે-આવના ખેલમાં જોવામાં આવશે.

Measure for Measu re ના ખેલમાં જે લેકો બાહારથી સફેદ ફુલ જેવા દેખાવછે. અને નેકી અને પવીત્રાઇનો દાવો કરેછે, તેઓ અંદરખાનેથી કેવાં કાલાં કામો કરેછે અને દગાફટકા રમેછે, તેનું આબેહુબ ચીત્ર જોવામાં આવશે.

શીયાલાની વારતા ઘણીજ ચાનાક આપનારીછે. એક અદેખા ભરથારની બીનફીકટ બદલામાંને લીધે એક નેક અને વફાદાર ઓરતપર જે જફા ગુજરેછે, અને આખરેતે આંધરા ધણી ઠેકાણે આવેછે, તે આ ખેલમાં દેખાડયુંછે એજ નાટકમાં એક ઓજરોગ વજીરની અકલ તથા હુશયારીનું આવા આધરીત વખતમાં તોલ કીધેલું જોવામાં આવશે.

Tempest નો ખેલતો તોફાની પવન અને જાદુગરની જાદુઇથી ભરપુરછે. કોઇ પણ મનુશને ન જોયલું તેવી એકાંતવાસમાં ઉછરેલી એક છોકરીનું વર્ણન તથા તેણીના બાપની જાદુઇ જીંદગીનો કીસ્સો આપણું મન રીજવેછે.

વીંડસરના ઢોંગી બૈરાં અથવા "સાવરણી બુગારાનો માર' એ નામનો નાટક ખરેજ ચાનાક આપેછે. લુચ્ચા બેવકુફ શખસો બૈરાંની આબરૂ લુટવા જતાં સામા તેમણેથીકેવે ફજે પોચેછે તેની વીગત આ ખેલમાં બહુ હસવાના ભાવ પાડેછે.

ઉપલા સોલે નાટકોનો ટુક સાર આપ્યા પછી, શેકસ્પીયરની મધુર કવિતા જે ઉપલા સર્વ હાસ્ય રસ નાટકોમાં સમાયલીછે તેનો કંઇક ખ્યાલ વાંચનારને આપવો જરૂરનોછે. Tempest ના નાટકમાં એક રાજાનો છોકરો હેલકરીનું કામ કરેછે, તે પોતાની માસુકનો પ્યાર મેલવવા ખાતરજ કરેછે એવું મોટું મન રાખી જે વીચાર જણાવેછે તે ધ્યાન આપવા જોગછે.

There be some sports are painful, and their labour
Delight in them sets off, some kinds of baseness
Are nobly undergone, and most poor matters
Point to rich ends This my mean task
Would be as heavy to me as odious, but
The mistress which I serve quickens what s dead,
And makes my labours pleasures

આ નીચના ફકરામાં જાદુગરે પોતાની જાદુઈના જોરથી જે તોફાન મચાવયુ અને પાહાડા તથા ટેકડીઓ ધ્રુજની તે સર્વને હવે શાંત થવા કહેછે આ લીટીઓ ઘણી જોરમદ છે તેથી ભાર મુકીને વાચવી જોઇએ.

Ye elves of hills, brooks, standing lakes and groves,
And ye that on the sands with printless foot
Do chase the ebbing Neptune, and do fly him,
When he comes back, you demi puppets that
By the moonshine do the green sour ringlets make,
Whereof the ewe not bites, and you whose pastime
Is to make midnight mushrooms, that rejoice
To hear the solemn curfew, by whose aid
(Weak masters though ye be) I have bedimmed
The noontide sun, called forth the mutinous winds,
And twixt the green sea and the azur'd vault
Set roaring war; to the dread rattling thunder
Have I given fire, and rifted Jove's stout oak
With his own bolt, the strong bas'd promontory
Have I made shake, and by the spurs pluck'd up
The pine and cedar; graves, at my command,
Have wak d their sleepers, op'd, and let them forth
By my so potent art, I here [illegible]

કવિનો દમામ આ સતરોમાં કેવો મચી રહયો છે ! ઉ- સાજ જાદુગરે પોતાની જાદુઇના જોરથી એક પરીને [illegible] દાબમ રાખી હતી તેને જ્યારે તે છુટાપણું [illegible]

ત્યારે તે પરી જે ગીત ગાયછે તે મધુર છે તેણી ફુલોની પાંદડીમાં ભરા ઇનેતથા પતંગીયાની પાખપર સવાર થાઇને સુખચેનથી દહાડા ગુજા-રવાને કેવી ખુશી થાય છે !

Where the bee sucks, there suck I,
In a cowslip's bell I lie,
There I couch when owls do cry,
On the bat's back I do fly
In the summer merrily,
Merrily, merrily shall I live now
Under the blossom that hangs on the bough

"મધરાતના સ્વપનો" એનામે સમજાવેલા નાટકમા રાણી એલીઝાબેથની કુંવારી હાલત વીષે કવિ રમુજી ટીકા કરેછે ઘ-ણાક રાજાઓના માગાં આવ્યા છતા તેણીએ કોઇને કબુલ રા-ખ્યો નહી કવિ કહેછે કે કામદેવે તેની એરી નેમ તેણી પર ઘણી વાર તાકી પણ તે પણ નિષ્ફળ ગયો રાણી આ વાચવાથી ઘણી મલકાતી હતી

That very time I saw (but thou couldst not)
Flying between the cold moon and the earth,
Cupid all arm'd, a certain aim he took
At a fair vestal, throned by the west,
And loos'd his love shaft smartly from his bow,
As it should pierce a hundred thousand hearts
But I might see young Cupid s fiery shaft
Quench'd in the chaste beams of the watery moon
And the imperial votaress passed on,
In maiden meditation, fancy free

બે જુવાન સહીઓ એકમેકની સાથેજ ફરેલી, સાથેજ એક નમુનો ભરેલો, અને ભરતી વખતે સાથેજ એકજ જાતનું ગીત ગાતી, તેમનુ ચીત્ર શુંદરછે જેમ એકજ દાખડી પર આ સપાસ વળગેના બે બોર હોય, અથવા સાથે સાથે વળગેલા પણ માત્ર બારીક કાપથી જોડાયલા બે આલુની મીસાલ તેઓ

જોડાયના ડોય એમ લાગેછે અથના જેમ એકજ જાતની તરતીના તથા નીશાણના બે તરેહના અનામત હોયછે તેજ મીસાલ તેમ્બા બ ને જુદા પણ એકજ મનના હોયછે.

We, Hermia, like two artificial gods,
Have with our needles created both one flower,
Both on one sampler, sitting on one cushion,
Both warbling of one song both in one key,
As if our hands, our sides voices and minds,
Had been incorporate So we grew together,
Like to a double cherry seeming parted,
But yet a union in partition,
Two lovely berries moulded on one stem
So with two seeming bodies, but one heart,
Two of the first like coats in heraldry,
Due but to one and crowned with one crest

એક ગરીબ પણ વિદ્વાન માણસ કુદરતની બનીહારીમા કેવુ સુખ અને સતોષ પામેછે તે નીચે આપેની લીટીઓ પરથી જણાશે

Sweet are the uses of adversity,
Which, like the toad, ugly and venomous,
Wears yet a precious jewel in his head,
And this our life exempt from public haunt,
Finds tongues in trees books in the living brooks,
Sermons in stones, and good in every thing

આમ્બે દુન્યાની લોભ લાલચો તજી તથા નીમકહરામ દોસ્તોના પગલાથી દુર રહી એકાંત જીદગી કોઇ ઝાડપાન અને ઝગવાળા મેદાનમા ગુજારવી કવિ પસદ કરેછે

Blow, blow, thou winter wind,
Thou art not so unkind
As men's ingratitude,
Thy tooth is not so keen,
Because thou art not seen
Although thy breath be rude
Heigh ho! sing heigh ho! unto the green holly
Most friendship is feigning most loving mere folly,—

Then heigh ho! the holly!
This life is most jolly

Freeze, freeze, thou bitter sky,
Thou dost not bite so nigh
As benefits forgot!
Though thou the waters warp,
Thy sting is not so sharp
As friend remember'd not
Heigh ho! sing, heigh ho! unto the green holly
Most friendship is feigning most loving mere folly
Then heigh ho! the holly!
This life is most jolly

આ દુન્યાને કવિએ નાટક તખતા સાથ સરખાવીછે, અને જેમ દરેક નાટકી પોતાનો પાઠ બજાવી રૂખસદ લેછે તેમજ માણસો પણ પોતાનો નેમેલો વખત ગુજારી આ દુન્યા છોડી જાય છે

* ° * * all the world 's a stage
And all the men and women merely players
They have their exits and their entrances

આપણા દરેક ભાઈબંધ પર રેહેમ કરવી એ દરેક માણસને સજાવરછે જેમ આકાશપરથી વરસાદ પોતાની મેલેજ ટપકેછે તેમ તમારા દીલમા કુદરતીજ દયાનો ઝરો પણ વેહેવો જોઈએ તાણીતાડીને તથા લોકોના સમજાવાથી દયા કરવી કઇ કામની નથી. તમારી મેલેજ રેહેમ દીલ રાખી કોઇ માણસપર માયા બતાવો તેમા બેવડા બમનો ખુશી થાયછે તાજ જેમ આપેછે તે કરતા એક રાજાના અમનને રેહેમ અને માયા બતાવવાથી વધારે શોભા મળેછે.

The quality of mercy is not strained,
It droppeth as the gentle rain from heaven
Upon the place beneath it is twice blessed,
It blesseth him that gives, and him that takes,
'Tis mightiest in the mightiest, it becomes
The throned monarch better than his crown

ચાંદણીગતના ખુલ્લાં મેદાનમાં દરીયા કીનારો તરફ, જ્યા-
રે આકાશપર રંગબેરંગી પટાઓ પડેલા હોયછે, અને તા
રાનો ઝળકાટ પણ પુર જોરથી મારેછે ત્યારે જો વાજીત્ર વ-
ગાડ્યું હોય તો આપણા મનને કેવી શાતી મળેછે !

How sweet the moonlight sleeps upon the bank!
Here will we sit, and let the sounds of music
Creep in our ears; soft stillness and the night
Become the touches of sweet harmony.
Sit Jessica. Look how the floor of heaven
Is thick inlaid with patines of bright gold
There's not the smallest orb which thou behold'st
But in his motion like an angel sings,
Still quiring to the young eyed cherubims

આજ કાલ દુન્યામાં જે લોકો કોટાં કાવતરાં કરીને મો-
ટા તથા તવંગર બને છે તેમની સામે કવીનો બહુ ગુસ્સો
છુટેછે. જે કામને તેઓ લાયક નહી તેવાં કામમાં જુકી બજા-
મણ અને ચાપલુસી કરી કેટલાજણા આજે ખુસી જાયછે. જો
ખરી લાયકાત ધરાવનારાં માણસોનેજ માન આપવામાં આવે
તો જેઓ હાલ હોકમ કરેછે તેઓ સામા હાથ જોડે ! જે-
ઓના પગપર પાઘડી ઉતારવી પડેછે તેઓ સામા પાઘડી ઉ
તારે ! અને સારા માણસોના મંડળમા જે લુચાઓ ઘુસ્યાછે
તે મંડળ સાફ થાય અને લુચાઓ કેવા શરમીંદા પડે !

O, that estates, degrees and offices
Were not derived corruptly! and that clear honour
Were purchased by the merit of the wearer!
How many then should cover that stand bare!
How many be commanded that command!
How much low peasantry would then be gleaned
From the true seed of honour!

બાહારના ભભકાથી તમારે મુદલ ઉલકાપ ખાવી નહી,
એમ કવિ કહી જાયછે, કાંયકે લોકો માત્ર ભભકો રાખી ઠગાઇનો
ધંધો લઇ બેઠાંછે. જોકે ખુનીએ ખરેખર ખુન કીધુ હોય તે
છતાં જો તેનો વકીલ ચપળ બોલનાર હોય અને ભભકામાજ

દંભ મારતો હોય, તો તેનું બોલવુ તમારા મનમાં ખુનવીશે શક પેદા કરસે. એક પાદરીના ધર્મની દલીલ ગમે તેવી ખોટી હોય તો પણ સારા અને બહારના વીચારો આપી તે ખોટ ઢાંકી નાખશે દરેક બોલે આવી એબ અથવા બદી પણ નેકીના પડદાને ભરાયની તમારા જોવામા આવશે આજે એવા લોકો મલશે જેઓ દાઢી મુછ રાખી મરદ બચ્ચાનો દાવો કરશે પણ તમારે તેમને સરખ હીચકારા સમજવા જે બીગરઓ બોગ બાલ પેહેરી ખુબસુરત દેખાવાનો દાવો કરેછે તેઓ માત્ર કઇજ નહી પણ ઠગાઇ રમેછે. એતો માત્ર જે જુવાન ઓરતો મરી જાય છે તેમના માથાપરથી કાપી લીધેના બાલ બીગરઓ પોતાના ડોકી બેસાડેછે બાહારના ભભકાથી તમે ભોલાતા ના, કારણકે નહી તો કોઇ દહાડે મોટા ખાડામા આવી પડશો.

The world is still deceived with ornament<br>
In law what plea so tainted and corrupt,<br>
But being seasoned with a gracious voice,<br>
Obscures the show of evil? In religion,<br>
What damned error, but some sober brow<br>
Will bless it and approve it with a text,<br>
Hiding the grossness with fair ornament?<br>
There is no vice so simple but assumes<br>
Some mark of virtue on his outward parts<br>
How many cowards whose hearts are all as false<br>
As stayers of sand, wear yet upon their chins<br>
The beards of Hercules and frowning Mars,<br>
Who inward searched, have livers white as milk,<br>
And these assume but valour's excrement,<br>
To render them redoubted! Look on beauty,<br>
And you shall see 't is purchased by the weight,<br>
Which therein works a miracle in nature,<br>
Making them lightest that wear most of it<br>
So are those crisped, snaky, golden locks,<br>
Which make such wanton gambols with the wind,<br>
Upon supposed fairness, often known<br>
To be the dowry of a second head,

The skull that bred them in the sepulchre.
Thus ornament is but the guiled shore
To a most dangerous sea.

---

## પ્રકરણ ૧૦.

શેકસ્પીઅરે નજદીક નવ કરૂણારસ નાટકો (Tragedies) લખેલા છે, તેમનું વર્ણન નીચે પ્રમાણેછેઃ—

Romeo and Juliet ... રોમયો અને જુલીયત અથવા પ્યાર અને મોત.
Timon of Athens ... ... દોસ્તદારોનું પોકલપણું.
Othello. ... ... ... કાચાકાનની ખરાબી.
Hamlet ... ... ... હેમલેત અથવા દોજખનો ભુત.
Lear ... ... ... ... રાજા લેર.
Macbeth ... ... ... લોભીયાનો અંત.
Cæsar ... ... ... ... સીઝર.
Antony and Cleopatra... એનતની અને ક્લીયોપેતરા.
Coriolanus ... ... ... કોરીયોલેનસનો કીસ્સો.

એમાં છેહ્લા ત્રણ નાટકોતો રોમન લોકોના ઇતીહાશને લગતા છે, તેઓ કઇ વાંચનારપર ઝાઝી અસર કરતા નથી. સીઝરના નાટકમાં આ અમીરી પેહલવાનનો દોર રોમમાં ઘણો વધવાથી એના દુશમનો તથા દોસતોએ મલી એને જાહેર મકાનમાં કતલ કીધો તે દેખાવ ઘણો ગમગીન છે. એનતની અને ક્લીઓપેતરાના નાટકમાં પોતાના દેશની દાઝપર એક માસુકનો પ્યાર કેટલો ફાવેછે તે દેખાડયુ છે, પણ સર્વ કરૂનારસ નાટકોમાં રોમ્યો અને જુલયતનો દુઃખદાયક અંત બહુ ગમગીની પેદા કરેછે. એ નાટકમાં એક ઉમરાવની છોકરી પોતાના બાપના હરરતા દુશમનના દીકરા સાથ પ્યારમાં પડી તથા કેટલીક અગવડો તજી છુપી રીતે તેને પરણેછે, તથા પરણ્યા પછી ત્રણ કલાકની અંદર તેણીના વરજા હાથપર તેણીના પીતરાઇના મારયા જવાની ખબરે સાંભળે છે ત્યારે પીતરાઇના અને ધણીના

પ્યાર વચે તેણીની છાતી કેવી ધડકે છે તે ઘણીજ અસરકારક રીતે દેખાડયુંછે. જ્યારે ખુનના અપરાધને લીધે તેણીના ધણીને દેશનીકાલ કાડવામાં આવેછે ત્યારે છુટાં પડતી વખતની બંને આ શક માસુકની ગોફતેગો કરડામાં કરડું દીલપણ પીગલાવેછે. એ નાટક ગુજરાતીમાં ઉતારી લીધોછે, અને તે એક બે વાર હાલ હવાલ હાલતમાં કરી પણ બતલાવવામાં આવ્યો હતો તે કેટ-ટલાક વાંચનારાઓને યાદ પણ હશે. જોકે જે ગ્રહસ્થની ક-લમથી તે લખાયો છે તેણે તો પુરતી મેહેનત લઇ સરસ અને અનુસરતો તરજુમો કીધોછે, પણ આપણા હાલના ખેલાડુ ના ટકીઓથી તે મુશ્કલ બજાવી શકાયો નહી એ નાટકમાં તથા હેમ-લેત અને ઓથેલોના ખેલોમા શેકસપીઅરની કલમે જેવી અસર કારક સતરો લખીછે તથા પથર ફાતે એવા ગમગીન દેખાવો રજુ કીધા છે, તેવાં થોડાંજ લખાણો આ દુન્યાની બીજી ભા-ષાઓમાં મલી આવશે

Timon of Athens ના ખેલમાં દોસ્તદારોનું પોકલપ-ણું ચીતારયુંછે. તાઇમન નામે એક સુનાની ઉમરાવે પોતાના-જાતભાઇઓ તથા સગાંવાલાં અને દોસ્તદારો સાથ ખાપીકી ગં-જાવર દોલત ખરચી નાખી. દરરોજ મોટા પાયાપર ખાણાપીણા તથા નાચ રંગ એને ત્યાં ચાલતા હતા, બંદી ખાને પડેલા-ઓનું કરજ આપી તેમને એ છુટા કરતો તથા ગરીબ ગુરબાને એ છુટથી પૈસો વેહેચતો હતો. પોતાના મીત્રોને તહેવાર કી-મતી ચીજો રોજની બક્ષેસ દાખલ મોકલતો હતો. આવી રીતે વેહવાર ગખવાથી દોસ્તદારો માલદાર થયા પણ એની તીજો-રીનું તલ્યું આવી રહ્યું. બે વરસની અંદર તો માગનારાઓ બારણા આગલ આવી બુમ પાડવા લાગા, ત્યારે થોડાંક ઉ-છીના નાણાં પોતાના મીત્રોપાસે મંગાવ્યાં. સોએ નાપાડી; કોઇ ઘરમાં ભરાઇ બેસી શેઠ નથી એવો હાજર જુવાબ કેહેવાડતો; કોઇએ નાણાં માત્ર બે કલાક અગાઉ રોકઇ ગયલાં જણાવ્યાં, તથા કોઇએ તો ચાકરને ઘરમાં પણ પેસવા ન દીધો. એ પ્રમાણે બધાઓએ બાહના કાડયાં. સવારના પોહોરમાં દરરોજ હજારો ઓલખીતાઓ તેને માત્ર સલામ કરવા આવતા હતા તે સર્વે

બીજેજ દીનથી જાણે ગેબ થઇ ગયા હેય એમ લાગતું. એની
ગરીબ હાલતમાં કોઇ દીલાસો દેનાર પણ ન હતું. કોઇએ ધુ-
કારીને જોયું પણ નહી, તથા જે લોકોને તુરંગમાથી એણે છોર-
ડવેલા તેઓ સઘળા આજે એને હીનવા લાગ્યા. આથી તાઇ-
મનને બહુ ખેદ ઉપજયો અને ઘરબાર તજી જંગલમાં વાસો
કરવાનો ઇરાદો રાખ્યો. એ વીચાર પાર પાડવાની અગાઉ મહી-
નાક દહાડાનો આંતરો નાખીને એણે એક ધુમ ચકર મોટી
મજલસને ખાણાંના નોતરાં ફેરવ્યાં. દરેક ઘરેઘર તેડાં મોકલ્યાં
અને એના મીત્રો સમજ્યા કે તાઇમન કાકાતો પાછા તાજા
થયાછે ! સર્વ ગ્રહસ્થો અને બાનુઓ ભભકાગાંજ ઠેઉવેલ વ-
ખતે ઠાઠમાઠથી એકઠાં થયાં, અને દરેક મીત્ર જેણે નાણું ધી-
રવાને બાહના કાઢયાં હતાં તેઓ પણ હાજર થયા. સર્વ ખુ-
શાલ દેખાતા અને સર્વને તાઇમને હસતે મુખડે આવકાર દીધો.
તાઇમનને સંકડાશમાંથી મોકલો થયલો જોઇ બધાઓએ ખુ-
શાલી જાહેર કીધી અને વલી દલગીરી પણ જણાવી કે એના
જેવા સખી ઉમરાવને તંગાસની વખતે નાણું ઉછીકું આપ-
વાને તેમનાથી બન્યું નહીં. "કંઇ ફીકરે નહી, સમજ્યા હવે"
એમ કહી તાઇમન સાહેબતો વાત કાઢી નાખતા. જ્યારે ખાણા
નો ઘંટ વાગ્યો ત્યારે બધા લોકો મેજપર વગે થઇ ગયા. પણ
બેસતાંને વાર એક વાતથી. તેઓ ઘણા અજબ થયા. ખાણાની
મેજપર રકાબીઓ ઉંધી મારેલી હતી. એતો તાઇમનનો ફાંતો
હશે એમ બધા જણાં સમજ્યાં. પણ જ્યારે સરૂગાપર તાઇમન
આવીને બીરાજ્યો તે વખતે તેણે એક મોટે સાદે તેમની ની-
મક હરામીપર ભાષાણ કીધું, અને તેમની ખુબ ઠેકડી કરી સર્વે-
રકાબીઓ ઉચકી ઉનાપાણીના તેમને માર માર્યા. કોઇને છુટી રકા
બી મારતો, તો કોઇને ગરમ પાણીથી દઝાડી મુકતો. સર્વે મેહ-
માનો દોડધામ કરી નાસી ગયા. કોઇ માથાથી પગવેર તડબોડ
થયલો અને મોહપર છાગરા ઉડેલા. કોઇ સ્ત્રીનાં કપડાં તથા
જહવેર સર્વે ખરાબ થયલાં, કોઈ ભીડમાં કચડગાણું થયલો, એ
પ્રમાણે ઘણાખરાં બધાં માણસો રડતાં રડતાં જીવલઇને નાઠાં.
એ નાટક જેટલો ચાણાક આપેછે તેટલીજ પેશા સખી સાહેબ —

જને માટે દયા પણ ઉપજાવેછે તોપણ પેતા બની ગયો, જં-
ગલમાં જઇને વસ્યો, અને માણસોને એટલો તો ધીકારતો કે
કોઇપણ તેની નજદીક જાતો તેને પથરે પથરે મારતો હતો.
આવી પેલી ગાંડી તથા જંગલી અવસ્થામાં તે મરણ પામ્યો.

ઓથેલોના જનમાં એક સીધી ભરથાર પોતાના જુવાન
અને ખુબસુરત બાયડીને એક નાપાકજાદાના બોલપર વીસવાસ
રાખી તેણીનીપર શક લઇ જઇ ગુંગળાવી મારી નાખેછે,
તે દુઃખદાયક બનાવ ઘણો કચવાટ ઉપજાવેછે. એક કમેરવ-
જના કામ કરનાર માણસનું આબેહુબ ચીત્ર આ નાટકમાં સ-
માવેલુંછે વેનીસ શેહેરના પુરદોરના વખતમાં ઓથેલો નામે મારો-
કો દેશનો એક મીઘી લશકરી ખાતામાં વડા સરદારની પદવીએ ચ-
ડેલો હતો. જોકે તેની ચામડી કાળી હતી તોપણ દરેક વાતે તે વે-
નીશયનોની બરોબરી કરે એવો હતો એણે ઘણીક લડાઇઓ મારે-
લી હતી તેથી વેનીસના સઘળા લોકોને તથા પ્રધાનોને પણ એ પ્યારો
થઇ પડયો હતો બ્રેબેનસીયો નામે એક પ્રધાનના ઘરમાં એને-
માહબત ખાતર મળવા આવવાનો વેહવાર હતો. એ પ્રધાનની
ડેસડીમોના નામે એક ખુબસુરત અને કેળવાયલી દીકરી હતી.
જેણી ઉપલા સરદારની લડાઇનું વર્ણન તેને મોડેથી સાંભળી
બહુ ખુશી થતી હતી તેણીને માટે ઘણાક માગાં આવતા
છતાં, પણ કોઇબી ઉમરાવ તેણીને ગમતો ન હતો. તેણી તો
ઉપલા સીધી સરદારને ચાહતી હતી, પણ તેણીનો બાપ પો-
તાના ખાનદાની લોહીને માટે બહુ મગરૂર હોવાથી તેનાથી
છુપાવીને પેના સુર સાથે લગન કરી ગઇ બાપને દર
બારમાં સારો વગ હોવાથી તેણે પેલા સરદારને પકડી
મગાવી તેનીપર છોકરી ફુસલાવી લઇ જવાનો વાંક મુકયો. પણ
પેલી છોકરી પોતે દરબારમાં હાજર થઇ અને પોતાના ધણીને
માટે પુરો પ્યાર તથા મોહબત જાહેર કીધાં, તથા તેણી તો માત્ર
તેની સાથેજ રેહેશે એવો પાકો ઠરાવ જણાવ્યો આથી પેલા
બાપે હજારો હજાર શ્રાપ દઇ છોકરીના નામપર પાણી
ફેરવ્યું એવામાં સાઇપ્રસ ટાપુમાં બખેડો ઉઠયો અને તુર્કી લોકો
તેપર ચડાઇ લઇ આવ્યા. પ્રધાનોએ ઓથેલોને તે ટાપુનો

ગવરનર નેમી થોડુંક લશકર આપી સામો થવા મોકલ્યો, જ્યાં તેણે બંડ બેસાડી નાખ્યું તથા તુર્કી લોકોને હરાવ્યા. આથી વેનીસ શેહેરમાં એની બહુ વાહ્‌વાહ્‌ થઇ. એ સરદારના હાથ તલે કેશીયો નામે એક મદદનીશ સરદાર આપેલો હતો, અને તેનીપર ઓથેલાનો પુર વીસવાસ હતો. એ કેશીયોના હાથ તલે વલી ઇયાગો કરી એક બ્દરપદ્રયો તથા કાવતરાંખોર અમલદાર હતો, જે પોતાના વડા કેશીયોની બહુ અદેખાઇ કરતો હતો, તથા ઓથેલાએ એની બઇરીપર બદન જર આગલ દોડાવી હશે તેથી તેનીપર પણ ખીન્યો હતો. આ ત્રણેનું કાટલું કાઢવાનું એણે ચોકડું ઘડયું. કેશીયોની ખુબ તારીફગાઇ તથા ઘણો સરખો દારૂ પાઇ એણે તેને છાકટો કરયો, અને પછી એક ભાડુતીયા પાસ તેની ખુબ કેસરી કરાવી. પછી વડા સરદારના ખુબ કાન ભરયા, અને છાવણીમાં બેઅદબથી ચાલવાને માટે કેશીયોને ઓથેલાએ ઉતરતી પદવીપર નાખી દીધો. આવી રીતે એક કાવતરાંમાં ફાવવાથી તેણે પોતાના સરદારનો પણ ઘાટ ઘડયો. સરદારની બાયડી ડેસડીમોના ઘણી માયાલુ છે તેથી તેણે કેશીયોને તેણી આગલ જઇ કાલાવાલા કરવા ફરમાવ્યું કે તેણીની મેહરબાનીથી તે પોતાની અસલ જગોપર આવે. બીજી તરફથી ઓથેલાને એણે એવું સમજાવ્યું કે તેની મોહ્‌દારને કેશીયો સાથ કઇ અરેલભાહીક મીત્રાચારી થાયની માલમ પડી છે, વાસ્તે એક ખરા બેરખાહ તરીકે તે તેને ચેતાવતો હોય એવું ડોલ ઘાલ્યું. સીધીના મનમાં આ વાતથી શક ગયો અને તેણે ઇયાગો પાસ પુરાવો માગ્યો. આ કાવાબાજ શખસની બાયડી ડેસડીમોનાની ખીદમતમાં હમેશ રેહેતી હતી તેથી તેણે તેણીને શીખવીને ડેસડીમોનાનો એક સુંદર રૂમાલ જે ઓથેલાએ પરણતી વખત તેના પ્યારની નોંધ દાખલ જાલવી રાખવા આંપયો હતો તે ચોરાવ્યો. આ રૂમાલ લઇ તે ઓથેલો આગલ આવ્યો અને કેશીયોના ઓરડા આગલથી મલ્યો એમ તેને જણાવ્યું. પેલા સીદ્દીની હવે ખાતરી થઇ. તેણે પોતાની બાયડી આગલ જઇ વાત કરતાં પેલા રૂમાલની વાત છેડી અને તે જોવા માગ્યો. તેણીએતો રૂમાલ

આવાઇ ગયલો જણાવ્યો. આ સાંભળી તે ઘણો રીસે ભરાયો અને આડું અવડું બબ્બારી તેણીની આગલથી ચાલી ગયો. ડેસડીમોનાના તો રદમસ થઇ ગઇ અને ઘણી હાય અફસોસ કરવા લાગી એવીને એવી દલગીરીમા તેણી ઉઘઇ ગઇ. ત્યારપછી થોડેક વારે તેણીના ભરથારે આવી તેણીને એક બાસો દઇ જગાડી, અને તેજ રૂમાલ તેણીના મોહપર નાખી તેણીનું ગલું ક્રુરપણે દાબી મારી નાખી. પેનીએતો બસ એક ચીચીયારી પાડી પોતાનું નિર્દોષપણું જાહેર કીધુ તેણીની ચીચીયારીથી આસપાસનાઓ દોડી આવ્યાં, અને ઓથેલોને આ કરપીણ કામનુ કારણ પુછ્યુ. તેણે ઇયાગો તરફ અસારત કરી પેલો રોમાલ દેખાડયો આ બનાવથી પેલા કસરેવજની બાયડીએ તો તરત રૂમાલનો ઓલાસો કીધો અને ઇયાગોનુ કસરેવજપણુ ઉઘાડુ પાડયુ તેને તેજ ઘડીએ ઓથેલોએ જખેહ કીધો અને પોતાની મોહોબ્બતદારના આવા અઘટીત મોતને માટે ઘણીક હાય અફસોસ કરી પોતાને હાથે ખંજર મારી તેજ વખતે તેણે પણ આપઘાત કીધો.

હેમલેતનો નાટકતો દલગીરી ભરેલા બનાવોથી ભરપુરછે. એ નાટકમા એવી તો ઉત્તમ ખુબીઓછે તથા એમાં એવા વીચારો તથા દેખાવો આપેલાછે કે જેથી તે આપણું દીલ સર્વ હરી લેછે. શેકસપીયરનો સર્વથીઉત્તમ તથા દીલસુફી અને બોધથી ભરેલા નાટક તે એજ છે, અને યુરોપમા એનો તરજુમો દરેક ભાષામા છપાયોછે. એની ગોઠવણ તથા, એની અંદર આવતા પોગસ્થાનના ભુતનો દેખાવ બહુ તાજુબી ઉપજાવેછે ડેનમારક દેશનો રાજા તે હેમલેતનો બાપ થતો હતો, પણ હેમલેતની મા તેના કાકા સાથ મોહબતમા પડવાથી તેણીએ પરણેલા વરને તેના ભાઇનેજ હાથે ઝેર દેવડાવી મારી નખાવ્યો, અને તેના મરણ પછી તેણીએ તેનીસાથ લગન કીધા અને તેને ગાદીએ બેસાડયો. પોતાની માની આવી ચાલથી હેમલેતને ઘણું દુખ ઉપજયુ. તે બહુ શોકાતુર દેખાતો હતો અને ગમગીન હાલતે ફરતો હતો એક દહાડે તેના હોરેસીયો નામે મીત્રે આવીને હેમલેતને ચેતાવ્યું કે ગામની બાહર આગલ દરરોજ મધરાતે

તેના મુવા બાપના જેવો ભુત દેખાયછે. આથી પેતાના મીત્ર સાથે તે તે જગાપર ગતને વખતે ગયો, અને તેના બાપના રૂપ જેવો શીહા આકાર તેને દેખાયો. હેમલેતની તો ફીકરી ફાતી ગઇ, પણ જયારે પેલા ભુત બાપે એને અસારત કરી આગળ બોલાવ્યો ત્યારે તે હીમત રાખી તેની પાસે ગયો અને તેણે કઇ વાત કહી તે સાંભલી. પેલા બાપે તેના મારી નાખનારાઓપર વેર લેવાને પોતાના દીકરા પાસ કબુલાવ્યું અને ગેમ થઇ ગયો. જે દહાડેથી બાપને જોયો તે દહાડેથી તે વધારે ગાંડો ઘેલો અને સાવજ જેવો બની ગયો. દરેક વાતમાં ચેડાં કાઢતો અને કોઇનું કહેલું પણ જાણે સમજતો ન હોય તેમ દેખાવા લાગો. એના બાપની દરબારના પોલોનીયસ નામના એક બુઢ્ઢા વજીરની છોકરી ઓફીલીયા સાથ એ પ્યારમાં પડેલો હતો, તે કાજ પણ એણે તોડી નાખવાનું ડોલ ઘાલ્યું. દરેક વાતે ગાંડો ઘેલો બની જઇ પોતાના કાકાને તથા માને એવું દેખાડવા લાગો કે તે તો મુરખ અને અણસમજ છે. એક દહાડે ફરતાં ફરતાં કેટલાક નાટકીઓ દરબારમાં આવી લાગા તેમને ખુબ બોધ આપી તથ શીખવીને પોતાના બાપ પર ગુજરેલાં ઘાતકીપણાને અનુસરતો એક વારતા રૂપી નાટક બજાવવા ફરમાવ્યું. એ ખેલની વખતે ગજા રાણીને પણ નોતરયાં હતાં જેઓ રસાલા સાથ બરાબર વખતે હાજર થયાં. નાટકની સરૂઆતના દેખાવમાં એક ગજા વાડીમાં સુતેલોછે તેવામાં તેનો ભાઇ આવીને તેના કાનમાં ઝેરના ટીપાં રેડી તેને મારી નાખેછે તે દેખાવ પ્રગટ પડયો આ જોતાંજ રાજા રાણી ગભરાઇને ફીકાં મારી ગયાં, અને એકદમ ઉઠી ગયાં. પેલો નાટક હવે હેમલેતે બંધ પાડયો, કાંઇકે તેની પુરી ખાતરી થઇ. થોડો વખત રહીને રાણીએ દીકરાને શીખામણ દેવા થકી મેહેલમાં બોલાવ્યો, પણ રાજા ઘણો શકમંદ હોવાથી રાણી દીકરા સાથે શું શું ગોફતેગો કરેછે તે છુપી રીતે સાંભલી આવવાને તેણે પેલા પોલોનીયસ વજીરને ફરમાવ્યું. રાણી બોધ આપતી રહી ગઇ પણ સામી હેમલેતે તેણીને ચાંપી મગી પોતાના બાપ પર ગુજરેલી જાસ્તીની વાત છેડી. તેણે માતાને ઘણી નશીયત દીધી અને આગલાં બુરાં કર્મોનો પસતાવો કરવા તેણી-

ને ઓહલે ઓહ્વુ તેણે જ ર કર્યું ગણીતો ધણી નગ્મીંદી પડી ગઇ તેવામા વલી તેહીના આગલા ભરથારનો ભુત આગલા જ શીહા રૂપમ દખન થયો અને હેમલેતને તે લેવાને ફરીથી યદ આપી ગયો પોતાની માનો હા થ ધરા મુ । બાપનો કેવો હાલ થયો છે તે તેણીને દેખાડાના જતાજ ણીએધ સતીની મારી બુમોપાડી એજ વખતે પડવાડે ઉભો રહીને હરસે સાભનતો પોલોનીયસ રાણીપર કમ ચીપતી આવા પડેલી જોઇને બુમ પાડી ઉઠયો હેમલેત સમજયો કે ગજા બ રાઇને સઘલુ સાભલેછે તેથી સાગે લાગ સમજી તરત પોતાની તલવર કાઢી પરદો ચીરી પેલા બુઢ્ઢાને જખ્મ કીધો પણ જ્યારે પોતાની ભુન જોઇ ત્યારે તે તો ઘણો વીનાપ કરવા લાગયો. વળી આના દરબારીનુ ખુન થયલુ જોઇને ગજાના હાથમા ઠીક બાહનુ આવ્યુ તેથી તેણે હેમલેતને પોચ્યતાને વાર મારી નાખ્વાનો વેનાતના રાજાપર કાગજ આપીને બે માણસ સાથ વાહાણપર ચડાવી દીધો પણ કઇક સાગ નસીબે આ કાગજ હેમલેતના હાથમા આન વાથી તેણે પોતાનુ નામ ભુસારી પેના બને મલતીયાઓનુ નામ માહે નાખ્યુ જે વાહાણપર તેઓ સનાર થયા હતા તે વાહાણ તો ચાચીયાઓના હાથમા આવવાથી હેમલેત કેદ પકડઇ ગયો, અને બાકી ઓતો બચી ગયા પેના મનતીયાઓતો કાગજ લઇ એકનાજ વેલાત પુગયા જયાના ગજાએ હોકમ પ્રમાણે તે મને બીન ફેકર ગરદન મગાવ્યા જે ચાચીયાઓના હાથમા હ મલેત આવ્યે હતો તેઓએ જયારે જાણયુ કે આ તો ડેનમારનો શાહાજાદો છે ત્યારે તેમણે એકેદમ તેને છોડી મુકયો આ બના વનો તફસીનવાર હેવાન આપી હેમલેતે કાકાપર કાગજ લખ્યુ, અને બીજે દહાડે શે રમા આવી પુગશે એમ જણાવ્યુ પણ જે દા હાડે એ શેહેરમા આવી પુગો તેજ દહાડે એની ખુબી ઓફીલીયા બાપ ના મરણના ગમથી મરણ પામી હતી તેથી ગામની પાદરે તે ણીને માટે ઘોર ખોડવામા આવતી હતી ગજા રાણી વગેરે સર્વ રેસાલો તથા લશકર તેણીના માનને ખાટે આવી ખીરાજયા અને જયારે કીરીયા કરી તેણીને દાટી ત્યારે તેણીનો એક પુરો ભાઇ આમુ ભરી આઓથી ઘોરમા કુદાવી પડયો કે બેન સાથેજ તે પણ દટાય

હેમલેત જે ઓફીલીયાને ઘણી ચાહતો હતો તેણે જ્યારે આવો માંમનો જોયો ત્યારે પોતે પણ પ્યાર જાહેર કરવા માટે કુદાવી પડયો. વળી ઓફીલીયાનો ભાઇ પોતાના બાપના ખુનનેમાટે હેમલેતપર વેર લેવાનો હતો તેથી જ્યારે બંને ઘોરમાં એકઠા થયા ત્યારે મારામારી કરવાલાગ્યા. આસપાસનાઓએ એવે વખતે મારામારી કરતા તેમને અટકાવ્યા. અને ઘોરમાંથી બાહાર ખેંચી કાઢી છુટા પાડયા આ બનાવ જોઇ હેમલેતનો કાંટો કાઢવાને રાજાએ વળી નવું તરકટ ઉભું કીધું. તેણે ઓફીનીયાના ભાઇને શીખવીને હેમલેતપર બંપનું વેર લેવાને ઉશ્કેરયો, તથા હેમલેત ન જાણે તેમ તેને એક ઝેરી ભાલો આપી તક મળવે હેમલેતના કલેજામાં ભોકી દેવા ફરમાવ્યું. વળી રાજાએ ગામમાં જુઠું જાહેર કીધું કે હેમલેત તથા ઓફીનીયાના ભાઇ વચે હાથોહાથ લડાઇ થતી જોવાને મેદાનમાં સર્વ કોઇએ પધારવું. પોતાની નેમમાં ન ફાવેતો વળી હેમલેતનો ઘાત ઘડવા રાજાએ એક બીજો ઉપાય પણ તૈયાર કરી રાખ્યો હતો; તે એહતો કે જો હેમલેત જીતીને આવે તો સરબત પાવાને મસે એને ઝેરનું પ્યાલુ પાવાનો ઇરાદો તેણે રાખ્યો હતો. પણ જ્યારે લડાઇમાં હેમલેતને પેલા ઝેરી ભાલાથી કારો જખમ થયો ત્યારે તેણે એકાએક ચીરડાઇને તેજ ભાલો ઓફીનીયાના ભાઇના હાથમાંથી છીનવી લઇ તેનેજ ભોકયો. આ વખતે રાણીને તરસ લાગવાથી જે રાજા આગલ ઝેરનું પ્યાલું હતું તેમાં સરબત હશે એમ સમજીને તે પી ગઇ અને તરત મરણ પામી. પેલીગમ ઓફીનીયાના ભાઇને જ્યારે હેમલેતે સખત જખમ કીધો ત્યારે મરતી વખતે તે હેમલેતને સઘનાં રાજાના કારસ્થાનથી વાકેફ કરી ગયો. હેમલેતે જોયું કે ઝેરી જખમ લાગવાથી એનીઓ જીંદગીની અજલ આવી છે ત્યારે મરવાની અગાઉ પેલો ભાલો હાથમાં લઇને રાજાને ભોકી તેનીપર વેર લેવાને ચુકયો નહીંતથા ખણું લોહીજવાથી પોતે પણ બેભાન થઇ મરણ પામ્યો. આ રીતે આ ખેલમાં ભયાનક મોતના પંજામાં એકેદમ ૭ જણાં સપડાયલાં જોવામાં આવેછે.

King Lear ના નાટકમાં એક મુરખ રાજા પોતાનું રા-

બાબત એ આપખુસીઆરી દીકરીઓને સત્તાધીન કરી આખરે હાન્દમાર થાયછે તેનુ ચીત્ર આપ્યું છે. જયા સુધી પૈસો હોય ત્યા સુધી દીકરા દીકરી સાહારવાર અને હાજી હા કરેછે, પણ એક વખત તમે તમણે પૈસો આપી દીધો તો પછી તમારી તરફ તેઓ નજરપણ ન કરશે તે ખુબ યાદ રાખવું.

Macbeth ના એનમાં કેટલીક ચુડેલોના કેહેણ ફ લલચાણને તથા એક લોભી ભૈગીના ઉસકેરવાથી એક ધણી કેવા પાપી અવતારે પુગેછે તેનો અસરકારક દેખાવ સમાગ્નો છે, એ નાટકમા પાપ કેમ બોલેછે અને વળી નોડેછે તે જણાશે

શેકસ્પીયરના કરૂણારસ નાટકોમા પણ એનુ લખાણ સરસઈ ભોગવેછે જયારે રોમીયો જુલીયટની સાથ પેહેલી વાત કરેછે અને એક દમ ખુશીમા આવી તેણીને ચુમી લેના જાયછે ત્યારે આ પ્રમાણે નમનતાઇ અને મીઠાસથી બોલેછે.

> If I profane with my unworthiest hand
> This holy shrine, the gentle sin is this,—
> My lips, two blushing pilgrims ready stand
> To smooth that rough touch with a tender kiss

જયારે હેમલેતના બાપનો ભુત એકાએક દેખાયછે ત્યારે તે બીહીને કેટલો ચમકેછે, તે આ લીટીઓપરથી જણાશે.

> Angels and ministers of grace defend us!
> Be thou a spirit of health, or goblin damn'd,
> Bring with thee airs of heaven or blasts from hell,
> Be thy intents wicked or charitable,
> Thou com'st in such a questionable shape
> That I will speak to thee

દોજખની અંદર જે બનાવો બનેછે તેનુ બ્યાન જો કરવામાં આવે તો માણસનો દમ બંધાઈ જાય, જીગર કપાઇ જાય, આંખો ખરી પડે અને સોસોળ્યાંના અણયાળા બાવ માફક માથાના બાલ ઉભા થાય એવો કમકમાત ભરેલો દોજખનો દેખાવ છે, એમ કવિ કહી જાયછે.

> But that I am forbid
> To tell the secrets of my prison house,

I could a tale unfold, whose lightest word
Would harrow up thy soul; freeze thy young blood;
Make thy two eyes, like stars, start from their spheres;
Thy knotted and combined locks to part,
And each particular hair to stand an end,
Like quills upon the fretful porcupine.

જ્યારે હેમલેતની માંગ ઓફીલીયાની ઘોરપર ફુલો પાંથરે છે ત્યારે ટુંક બોલોમાં પણ અસરકારક વીલાપ કરે છે. તેણી કહેછે કે "અરે ખુબસુરત! આ ખુશબો ભરેલાં ફુલો તનેજ છાજે છે! તું મારા દીકરાની બાહદાર થતે ત્યારે તારો પલંગ આ ફુલથી બીછાવતે; મને આશા ન હતી કે તારી ઘોરપર આ ફુલ પાંથરવાને હું જીવશ."

Sweets to the sweet: farewell.
I hoped thou sholdst have been my Hamlet's wife;
I thought thy bride bed to have deck'd, sweet maid,
And not 't have strew'd thy grave!

મેકબેથના બેનમાં આ રાજ્ય આગીરની બાયડી પોતાના હકીમને તેના હયાયામાંના ગમની દવા કરવા કહેછે તે ફકરો ધ્યાનપર લેવા જોગ છે. પણ એક પાપી માણસનું બગડું હૈયું કઇ સારૂ થાય? શું નસીબના લેખ કઇ દવા કીધાથી ફીતે?

Can'st thou not minister to a mind diseased;
Pluck from the memory a rooted sorrow;
Raze out the written troubles of the brain;
And with some sweet oblivious antidote
Cleanse the stuffed bosom of that perilous stuff,
Which weighs upon the heart?

ખુબસુરતીને કઇપણ સણગાર અથવા ઘરેણાની જરૂર નથી. જેમ સુનાને ઘોલ ચડાવવાથી તે કઇ વધારે શોભતું નથી અથવા કમલફુલને રંગવાથી તે કઇ રંગીન લાગતું નથી, તથા ફુલનીપર ખુશબો ભભરાવાથી તે કઇ વધારે મઘમઘતું નથી, તેજ પ્રમાણે ખુબસુરતી કઇ ઘરેણાથી વધારે રોભ મારતી નથી.

To gild refined gold, to print the lily,
To throw a perfume on the violet,
Is wasteful and ridiculous excess

એક મેનની લાશ દફનાવતી વખતે બે ભાઇઓ જે ગીત ગાયછે તે ઉપદેશ આપેછ. તેઓ કહેછે કે "તારે તો હવે સુર્યની ગરમીથી તથા કકડતી ઠંડીથી જરા પણ બીહવાનું નથી. આ દુનીઆમાં તારૂ કામ પુરૂ કરીને તું રોજી લઇ ગુ તો પોતી જેહાનમાં ચાલી છે. સુનેરી સાજથી સણગારેલા છોકરાંઓ પણ ગામના ઝાડું કાઢનારાની માફકજ મીસાલ ધુળમાંજ લોટશે! મોટા અમલદારો અથવા જુલમગારોના ગુસ્સાની તારે કંઇપણ ધાસ્તી રાખવી નહી; ખાવાપીવાની તથા પેહેરવા ઓઢવાની જરુર પણ તને તો રહી નથી; તારે મનસે હવે તો સર્વ એકસરખુજ છે. તારીજ માફક રાજાઓ, પંડીતો, હકીમો વગેરે સઘળા ધુળમાંજ લોટશે! તેજ વીજળીના ચમકારાથી તથા આસમાનના કડાકાથી તારે તો ચોકવું નહી; કોઇ તને કપટીઓ ન આપશે કે તારે માટે. જુઠું એ ન બોલશે; ખુશાલી અને દલગીરીનો તો તાગ દીલમા અંત આવ્યો છે. અરે! દરેક જુવાન આશક માશુક પણ તારીજ માફક ધુળમાં લોટશે!"

Fear no more the heat of the sun,
  *Nor the furious winter's rages;*
Thou thy worldly task hast done,
  Home art gone and ta'en thy wages;
Golden lads and girls all must,
Like chimney sweepers, come to dust.
*Fear no more the frown of the great,*
  *Thou art past the tyrant's stroke;*
*Care no more to clothe and eat,*
  *To thee the reed is as the oak;*
The sceptre, learning, physic must
All follow thee and come to dust.
Fear no more the lightning flash,
  Nor the all dreaded thunder stone;
Fear not slander, censure rash,

Thou hast finish'd joy and moan:
All lovers young, all lovers must
Consign to thee and come to dust.

---

## પ્રકરણ ૧૧ મું.

શેક્સપીયરની કલમથી કેટલાક ઇતીહાસકૃત નાટકો પણ લખાયા છે. એ સર્વની ગોઠવણ તથા વર્ણન પેલાતના આગલા રાજાઓના વૃતાંતમાં જોવામાં આવશે. એ એઓની વીગત નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| King John | Richard III | Henry V |
| Richard II | Henry IV | Henry VIII. |

એ વગરે બીજા કેટલાક નાટકો લખાયા છે, પણ તે માટે વિદ્વાન લોકોને શક છે, કાંય કે તે એઓ એની એબારતને મળતા આવતા નથી. તોપણ એવું કહેવામાં આવે છે કે એ નાટકો શેક્સપીયરે સુધારીને પ્રગટ કરયા હતા.

Locrine
Titus Andronicus
London Prodigal.

ગયાં બે પ્રકરણમાં જે સઘલા નાટકો આપ્યા છે તે શેક્સપીયરે અનુપ્રાસ અથવા rhyme, વગરની કવિતામાં ઘણાખરા લખેલા છે. પણ એણે કેટલીક અનુપ્રાસ કવિતા પણ જોડી છે, તેમાં The Rape of Lucrece અથવા 'લુક્રીસપર વીતેલો બલાતકાર" નામની કવિતા ઘણું રસીલી છે. આ કવિતામાં એક જુવાન પરણેલી સ્ત્રી સાથ એક રાજાનો છોકરો ઘરમાં મેહમાન તરીકે રહીને રાતના જોર જુલમથી સંભોગ કરેછે, અને એક લાચાર અબલાની તેણીના વરની ગેરહાજરીમાં લાજ લુટે છે, તેવા એક નીચ ગાહર્જાદાનું ચીત્ર આ કાવ્યમાં આવયું છે. આ અબલા નેક ખસલતની હોવાથી પોતાના માબાપ અને ભરથારને બોલાવી મંગાવી તથા તેમને સર્વ હકીકત કહી સંભળાવી પેટમાં ખંજર મારી મરણ પામે છે, તે વાંચવાથી આપણને જ-

ખરો ખેદ ઉપજે છે એ કવિતા વાંચવાથી મન ગમગીન તથા ઉસકેરાયલું રહેછે પેલી છોકરીના આપઘાત પછી રોમન લોકોએ આ શાહજાદાના બાપ તથા કબીલાને રાજગાદીપરથી હાંકી કાહડી રોમ શેહેરમાં પ્રજારતાક રાજ સ્થાપ્યુ તે વાત તવારીખના દરેક વાચનારથી અણજાણી ન હશે આ કવિતાના એક બે ફકરા અહી ઉતારી લેયે છીએ પેલી અબલાએ શાહજાદાને કાલાવાલા કીધા કે જે ઘરમાં તેની પરોણાગત કીધી તેજ ઘરની પવીત્રાઇને તે તોડે છે, તથા જે ઝરામાથી તેણે પાણી પીધુ તેજ ઝરાને જતી વખતે મેલ દેવું સારૂ નહી , જે ચીજ પાછી કદી પણ સુધરી ન શકે તે ચીજ ખરાબ કરવી નહી; હજુર પણ વીચાર કરીને તે આ બુરા કામથી હાથ ઉઠાવે, તો ઘણુ સારૂ તે શેકારી કઇ પેકો ન કેહેવાય, જે એક મ્રવાદ વગરના અને નીરજીવ હરણપર બંદુક ફોડે. વલી તેણીએ કહ્યું કે તેણીનો વર તેનો જાણીતો મીત્ર થાયછે વાસ્તે તેને ખાતર હાથ ઉઠાવે, તે પોતે જોરાવર છે વાસ્તે એક નબલી સ્ત્રીપર હોમલો કરવો સજાવર નથી, જો તે ખરો મરદ હોય તો એક નાજુક નારના પથર પીગલાવે એવા ખરા કાલાવાલા તથા હાય અફસોસ ધ્યાનમા લઇને હે

Quoth she ' Reward not hospitality
With such black payment as thou hast pretended,
Mud not the fountain that gave drink to thee,
Mar not the thing that cannot be amended ,
End thy ill aim, before thy shoot be ended ,
He is no woodman that doth bend his bow
To strike a poor, unseasonable doe

My husband is thy friend, for his sake spare me ,
Thyself art mighty, for thine own sake leave me ,
Myself a weakling do not then ensnare me ,
Thou look st not like deceit, do not deceive me,
My sighs, like whirlwinds, labour hence to heave thee,
If ever man were moved with woman's moans,
Be moved with my tears, my sighs, my groans.

પણ તેણીની વીનતી નદન ફોકટ ગઈ.

એની બીજી કવિતા Venus and Adonis અથવા "ખુબસુરતી અને કામ દેવનો મીનાપ" એ નામે જાણવામા આગી છે આ વારતા બહુ ઇશકી છે એમા કવિની શકિત પણ ખુબ તેજ મારે છે. કામ દેવને ખુબસુરતી ઘણીજ લલચાવે કે પણ આ જુવાન છોકરાનું મનતો શીકારમાજ લાગી રહ્યુ છે જોકે ખુબસુરતી ખોલામા બેસાડી તેને પતાવેછે અને પસવારે છે, તથા ઘણી પ્રીતી બતાવે છે, તોપણ આ કામદેવનો પુત્ર તો શરમાઇ શરમાઇ જાયછે તેણી કઇ નહીતો માત્ર ચુમી લેવાને તેને કાનાવાલા કરે છે પણ તે તો ચુમીએ લેતો નથી.

Art thou ashamed to kiss? then wink again,
And I will wink, so shall the day seem night,
Love keeps his revels where there be but twain,
Be bold to play, our sport is not in sight
These blue veined violets, whereon we lean,
Never can blab, nor know they what we mean

આની રીતે ખુલ્લે ખુલ્લુ કરી કહેતા અને ભરમ સમજાવતા એદોનીસ મુદલ ઉમેદગતો નથી, અને તેણીને મચક પણ આપતો નથી. તેણી તેનો હાથ પકડી રહીછે, તે તેણીને છોડવાને કહે છે ત્યારે પોતાનુ જીગર જે તેને જોવાથી તનામા ભરઇ રહ્યુ છે તે ખુબસુરતીની પરી પાછુ માગે છે આની રસુજ અને ગોફતેગોમા ઉપલા કામદેવના પુત્રનો સફેદ સવારીનો ઘોડો જંગલમા ખોવાઇ ગયાથી તે ઘણો ચીરડાયછે, ત્યારે પછી ઘોડા ઘોડી વચેની સુગી વાતચીત ખુબસુરતી તેને સમજાવે છે

Thy palfrey, as he should,
Welcomes the warm approach of sweet desire
Affection is a coal that must be cooled,
Else suffer'd, it will set the heart on fire
How like a jade he stood, tied to a tree,
Servilely master'd with a leathern rein!
But when he saw his love, his youth's fair fee
He held such petty bondage in disdain
Let me excuse thy courser, gentle boy,

And learn of him, I heartily beseech thee,
To take advantage of presented joy,
Though I mere dumb, yet his proceedings teach thee,
O learn to love, the lesson is but plain,
And once made perfect, never lost again

The Passionate Pilgrim અથવા પ્યારની શોધમા ફરતા જોગીની વારતા ટુક પણ ઉપલીનીજ માફક ઇશકી છે એ ટુક કાવ્યમા કવિ કહેછે કે ખુબસુરતી એવી ચીજ છે જે જરાવારમા કરમાઇ જાય છે, અથવા એક કાચના વાસણ મીસાલ ભાગી પડેછે. જેમ ખોવાઇ ગયલો સામાન જાઝો જડતો નથી, તથા જેમ ટોપપણ તેજવાલી ચીજને ઘસવાથી અસલના જેવો ચલકાટ નીકલતો નથી અથવા એક કાચના ભાગા વાસણને ગમે તેટલો સરસ લગાડો તે પણ તે વનગતુ નથી તેજ માફક કરમાઇ ગયની ખુબસુરતીને ગમે તેમ રંગો અને જોઇએ તો મેહપર તરેહવાર ખુશબો છતો પણ તે શોભાયમાન દેખાશે નહીં.

Beauty is but a vain and doubtful good,
A shining gloss that fadeth suddenly,
A flower that dies when first it 'gins to bud,
A brittle glass that's broken presently,
A doubtful good, a gloss, a glass, a flower,
Lost, faded broken, dead, within an hour
And as goods lost are seld or never found,
As faded gloss no rubbing will refresh,
As flowers dead lie withered on the ground,
As broken glass no cement can redress,
So beauty blemished once, for ever 's lost
In spite of physic, painting, pain and cost

આ સર્વ કાવ્યો શીવાય શેકસપીઅરે નજદીક દોડશો, ખ્યાલો અથવા Sonnets જોડયા છે, જેની નેતબાજી પણ ઘણી સારી છે. શેકસપીઅર પોતે લખી ગયોછે કે આ ખ્યા લોમા તેના મીત્રની વખાણ ગાઇછે, પણ કેટલાક ખ્યાલો વાચતાજ આપણને એ વાશે શક ઊપજેછે, કાયકે એમા બેહદ ચાપલુસી કીધીછે અને કોઇ સ્રીને લખ્યા હોય એવા વીચારો

પ્રકરણમા જણાવેલાછે એ ખાલી પેતરાર્કના ઇશ્કી ખ્યાલો Sonnets to Laura ના જેવાજ વાચવા લાયકછે

સર્વે વાતો તથા ચીજોનું રૂપ તમામ લેતા શેક્સપીયર કવિ છે એ જેના કવિતા મંડળમા જે સર્વની મેળી પસંદી ધરાવેછે તે તેની લાયકાત પ્રમાણેજ મનીકે એમ કોઇપણ ન પાડશે નહી એના રમીના મન ઉશ્કેરનારા તથા ત્રાસદાયક ને બોધ આપનારા નાટકો તથા મધુર પ્યારપર જોડેલી કવિતાઓ આજે પણ હોસથી વચાયછે. એના લખાણની શક્તિ મોહિનીછે અને એની કવિતાની ગેત બાકી, જુવાદ અને શુદ્ધકે હેમનેતના કરૂણારસ નાટકમા પરદો ઉઘડતા અગાઉથી ખુનનો પાયો રચાયલો જોવામા આવેછે, મેકબેથના મનમા એક ઉમગવના પાપો તેને આસમાનસે લગાડવા પછી ઉડતા બાજની મીસાલ તેને જમીનદોસ્ત પાડેછે, લેરના નાટકમા એનો બોધ દીધો છે કે જે પ્રમાણે પાપ કીધાથી માણસજાત દુખી થયછે તેજ પ્રમાણે તેમની સુરખાઇથી પણ તેઓ હેરાનગતી સંગવેછે, એ પેનોના બનગા દરેક ખુશખુશાલ અને સુખના ચીહોથી એક જોડુ આનંદ દેતા થયછે હીમત, બાહાદુરી, ખુબસુરતી પયાર વગેરે સર્વે ગુણેમા પ્રવીણ આ જોડાને ચીતારયુ છે, પણ એક કસરેવજથી તેમના સુખનો ભંગ થાય છે રોમ્યો અને જુલયટના બેનમા ઇટાલીની દેશનો કુદરતી દેખાવ તથા આ જુવાન જોડાની આસપાસની મોહબત તથા તેમના માબાપોનો કીનો અને વેર અસરકારક રીતે દેખાડયુ છે જે જોડાને આ દુન્યામા સુદન કરાર નહી તેમને આખરે ઘોરમા સાથે આરામેશ પામેલા જોઇને વાચનારને કેવો ગમગીન સંતાપ ઉપજે છે! એ સર્વે નાટકોની ગોઠવણુજ આપણુને હેરત પમાડે છે. શેકસપીયરની કેટલીક લીટીઓ કેહેવત તરીકે વપરાયછે જેમકે

Homely youths have homely wit
ઘરમા ભરાઇ રેહેતા જવાનો ઓછી અકલ ધરાવે છે
That man who hath a tongue is no man
If by it he cannot win a woman
તે મરદ ખરો ન કેહેવાય, જે તેના મોહડામા જીભ તથા

નાચ્યાં છતાં એક ઓરતને 'પીગલાવી ન શકે.

Unhappy lies the head that wears a crown.

જે શીર પર તાજ હોયછે તે શીર હમેશ બેકરાર રહેછે.

The rarer action is in virtue than in vengeance.

બુડાઇ કરવા કરતા ભલાઇ કરવામાં વધારે ખુબી છે.

Vaulting ambition overleaps itself.

લોભ લોભનેજ મારે છે.

---

## પ્રકરણ ૧૨ મું.

બેન જોનસન (Ben Johnson) ઇ૦ સ૦ ૧૫૭૪ માં લંડન શેહેરમાં જન્મ્યો હતો. એ પણ ઉમરે પુગવા પછી નાટકો લખી પોતાનું ગુજરાન કરવા લાગ્યો. લાટીન અને યુનાની ભાષાઓનો એણે સારો અભ્યાસ કીધો હતો તેથી એજ ભાષાઓના લખાણોની અસર એના દરેક નાટકમાં જોવામાં આવે છે. જેમ શેકસપીયર પાઠ ભજવતો હતો તેમ જોનસન કઇ ભજવતો ન હતો; એ તો માત્ર એમ લખી નાટકીઓને સવાધીન કરતો હતો. એ ઘણો ઠોલીયો અને મજાકખોર હોવાથી મંડલીઓમાં બહુ હસવાના ભાવ પાડતો. સેકસપીયર અને જોનસન બંને સાથે મળતા હતા ત્યારે એઓ એકેકની ઠેકડી કરતા તે સાંભળવાની તેમના મીત્રોને બહુ મજાહ પડતી હતી. જોનસનના મુખ્ય નાટકોની ટીપ નીચે આપીછે.

Every man in his humour ... ... ... બાઇ સેહેરમાંજ છે!

Every man out of his humour ... ... ... બસ હાથથી ગયો!

Volpone ... ... ... ઠગારાની વારતા.

Epicene ... ... ... મુગી ગામડાન.

Alchemist ... ... ... કીમીયાગરનો કીસ્સો.

Bartholomew Fair ... તમાશો નહી પણ તમાચો

Sojanus ... ... ...રોમના સીજેનસ વજીરનો ફીરસો
Catilino ... ... ... કેટેલાઇનનો સંપ.
Poetaster ... ... ... કવિની મોહકાણ.

ઉપલા નાટકો જોનસનના મુખ્ય ગણાયછે. એ વતરીગે બીજા હલકા ફારસો તથા સાંગો રાજા ગણાને માટે એણે જોડ્યાછે. એના પેહેલા નાટકમાં કપતાન બોબેડીલ નામે એક ફાંકડા અકડબાજનો બહુ રમુજી ચીતાર આપ્યોછે, તેથી આ નાટક કોઇ કોઈ વાર હસવાને ખાતર કરી બતાવવામાં આવેછે. ધડપચ ધાંધલ કરી તે એનીગમ પેનીગમ જબર ફાડી જાયછે તેથી આપણને બહુ હસવું આવેછે. તે બીહીકણછે તોપણ તેની ફાંસી ફીસીયારી અને ચપળાઈથી તે દરેક જગે ફાવી નીકળેછે તથા છેલ્લે કેમ તેનો ફજેતો બનેછે તે દેખાડયુંછે. Volpone નાટકમાં એક જુવાન પેઠ કંજુસ હોવાથી પોતાના સગાંવાહલાં પાસથી પૈસા ચીરવાની તજવીજ કરેછે. એક મીત્ર સાથ બંદોબસ્ત કરી તે મરવાની અણીપર આવ્યોછે એવું કેહેણ સર્વે સગાંવાહલાં પર મોકલેછે. પેલો ખંધો મીત્ર દરેક સગાને ત્યાં જઈ ખુસ મળાવી આવેછે કે મરવા સુતેલા શખ્સ વશીયતનામું કરી ગયેલ છે તેમાં મોટું નાણું તેમને માટે પણ લખી ગયોછે. આવી રીતે બધાંને ખુશી કરવાથી એકેએક એવી તેની છેલ્લી ઘડી શાંત જાય તે માટે પોતાની લાગણી જાહેર કરવા કઇ કઇ કીમતી ચીજો તેને માટે ભેટ મોકલેછે, તથા તેણે તેમને વારસ ઠરાવ્યાછે વાસ્તે મમતાની ઇંધાણી દાખલ તેને કઇ કઇ કીમતી વસ્તુઓ નજરાણે કરેછે. Alchemist અથવા કીમયાગરના ખેલમાં એક લોભી અને લંપટી અમીરજાદો મોટી દોલત મેળવવાની લાલચમાં એક લુચ્ચા કીમયાગર ધુતારાના હાથપર ફસા પડેછે અને ખુવાર થાયછે તેનો ફીરસો સમાવ્યો છે. સીજેનસ અને કેટેલાઇનના કરૂણારસ નાટકો રોમશેહેરની તવારીખને લગતાછે. એ ખેલમાં રોમના નામીચા સીજેનસ વજીરનો અપખુદ અને લોભી દાર ચીતારયોછે, તથા એવીજ મગરૂબ ચાલને માટે તેની ખુવારીનું વર્ણન કીધુંછે. કેટેલાઇનના નાટકમાં રોમ શહેરને ઉઘરી મુકવાનો આ રૂમી કાવાબાજનો સંપ સમાવ્યોછે. બંને

વીપો બુનદછે, પણ એેાની ભાષા ગામી આતુર અને અસ
રકારક લાગતી નથી

જોનસન નાટક લખનાર કઇ કવિના માનને લાયક નથી
એની કવિતા જીવ વગ રછે તથાં એના નાટકો ગણ શેક્સપીઅ
રના એેા માફક સોન અને ચાનાક દેતા નથી એના ઘણા
ખગ એેામા એેશકા જવાનો ી રડા ાજી તથા મનાજાગની
વાડોના ઘણોનો દેખાવ જોવમા આવેછે એની ભાષા પણ રંગી
લીયછે જો કે કેટલીક વખતે તમને સાગ અકના સુખનો
મલી આવેછે પણ તે દગેઆના ગહેરો મીસ ન જુજનીજ અને
થોડાકે કેટનાક લખનારઆે શેક્સપીઅરને તથા જોનસનને એક
સરખા ગણેછે પણ તે મુકાબલો બુન ભરેલોછે શેક્સપીઅરના
નાટકોતો સાધારણ દુનીઆમા ચલતા દેખાવો આ ણી આખ
આગલ રજુ કરેછે, અને માણસોના ગુણ તથા અવગુણ પૂર
ચાલાકીથી દેખાડી આપેછે વની શેક્સપીઅરના નાટકોમા ખુતરત
ના ચમતકારીક દેખાવોનુ મન રીજવે તેવુ વર્ણન જોવામા આ
વેછે નિર્દોષ ગમત અને રમુજથી એના એેા ભરપુરછે પણ
એ સઘલુ જોનસનના નાટકોમા માન સોમે ટીરસે જોવામાં
આવેછ જોનસનનો એકજ નાટક માન સરસ ગણાયછે અને
તે પેના ધારનીસા ા રમુજી ચીતને માટે જાણીતો થયેલો છે શે
કસ્પીઅરના નાટકો જોકે જોનસનના વખતમાજ લખયાછે તો
પણ આપણને તે હોસ અને ઉમતથી વાચના ગમેછે પણ જો
નસનના એેલોતો સામા ઉભો તોડી નાખેછે અને કતાલો ઉ
પજાવેછે એના ખેલોમા એનાજ વખતની મડલીને અનુસરતા
ટીકા કીધેનાછે તેથી તે હાલના વખતમા આપણને અણગમતા
થઇ પડેછે

ઉપર કહ્યા પ્રમાણે એની કવિતા તો નીર્જીવ છે પણ કોઇ
કોઇ ઠેકાણે સારીછે તે અતરે ગણીયાછે એક માણસ હાથ પગ
છતા આળસુ થઇને ભીખ માગે અને કઇ પણ મેહનત ચાકરી
અથવા ઉદ્યમ ન કરે તો તે ીરર કવિ ફીટકાર નાખી જાયછે.
કવિ કહેછે કે જાતે મરદ થઇને ભીખ માગતા તેવા માણસને

શરમ કેમ નથી લાગતી ? તે ગમે તેવું શીખ્યો હોય કે ન હોય, પણ હાડ મેંતાબત હોવાથી ઉદ્યોગના તેને તો હજારો રસ્તા ખુલ્લાછે. લશ્કરી નોકરીમાં જાય, અથવા કોઇ સારામાણસની ખીદમતમાં રેહ અથવા તો હલાલ મેહનત કરી પૈસો પેદા કરે તો ભીખમાગવા કરતાં તેને કેટલું સારૂ લાગે ? પણ છાણમાં ભમરો જેમ ખતખના કરેછે તેમ આવા માણસોને આળસાઇમાંજ દહાડો કાડવા ગમેછે, પણ તેઓએ સમજવુ જોઇએ કે એમ બેસી રહ્યાથી તેમના મગજનું તેજ કાટ મારી જાયછે.

Art thou a man, and sham'st thou not to beg,
To practise such a servilo kind of life ?
Why, were thy education ne'er so mean,
Having thy limbs, a thousand fairer courses
Offer themselves to thy election.
Either the wars might still supply thy wants,
Or service of some virtuous gentleman,
Or honest labour ; nay, what can I name,
But would become thee better than to beg.
But men of thy condition feed on sloth
As doth the beetle on the dung she breeds in,
Not caring how the metal of your minds
Is eaten with the rust of idleness.

નીચે લખેલો લેખ જોનસને પેમબ્રોકની કાઉંસ ઉમરાવજાદીની ઘોરપર લખ્યેછે તે સચરાચ રહેલોછે.

Underneath this sable hearse
Lies the subject of all verse,
Sidney's sister, Pembroke's mother ;
Death, ere thou hast slain another,
Learned and fair and good as she,
Time shall throw a dart at thee.

એમાં કવિ એવું કેહેવા માગેછે કે તેણીના જેવી ખુબસુરત હુશ્યાર અને વિદ્વાન ઓરત જનમ પામવી મુશકેલછે, કેમકે એની છેલ્લી સતરોનો અરથ એવો ઉઠેછે કે એણીના જેવી

બીજી મોતના પંજામાં આવે તે અગાઉતો દુન્યા પણ ફના થશે અથવા કવિના બોલામાં બોલવે તો ઘુંટ્યો કાળ મોતપરજ ધીર ફેંકશે.

નીચલા ફકરામાં કવિ એમ સમજાવેછે કે આ દુન્યામાં મોટાઇ મેલવવી હોય તો કઈ કદમા ઝાડની માફક ફુલી જવાથી તેમ બનતું નથી, અથવા એક જુના દેવદારના ઝાડની માફક લાંબી જીંદગી ગુજરી વાંકાંવળી ગયલા, તથા માથાપરના બાલ ધસઇ ગયલા અને દીલપર કરચલી ચડેલા જેવા જઇફ બન્યાથી મોટાઇ સમજવી નહીં. એકજ દહાડામાં ઉગી નીકલતું કમલફુલ જોકે રાતના તો કરમાઇ મરણ પામેછે તો પણ એટલા ટુક વખતમાં બહુરોબ મારેછે અને સુર્યના કીરણના ચલકાટથી ઘણું શોભા પામેછે; તેમજ આપણને ટુકી હદમાં અને થોડાજ વખતની જીદગાનીમાં માનપાન મેલવવું હોય તો મેલવી શકાયછે.

*It is not growing like a tree*
In bulk, doth make men better be;
Or standing long an oak, three hundred year,
To fall a log at last, dry, bald, and sear:
A lily of a day
Is fairer far in May,
Although it fall and die that night;
It was the plant and flower of light.
In small proportions we just beauties see,
And in short measures life may perfect be.

જોનસનનું નીચલું ગીત પણ બહુ મધુરછે, તે પોતાની માશુકપર લખેછે કે

*Drink to me only with thine eyes,*
And I will pledge with mine;
Or leave a kiss but in the cup,
And I'll not ask for wine.
The thirst, that from the soul doth rise,
Doth ask a drink divine;

But might I of Jove's nectar sup,
I would not change for thine.

એમાં પેહેલા શલોકની લીટીઓનો અનુપ્રાસ બીજા શલોકની આંતરાને મળતો આવેછે તે નોંધી લેવા જોગછે.

---

## પ્રકરણ ૧૩*

રાણી એલીઝાબેથના રાજ્ય પછી વેલાતમાં માંહોમાંહે કજીઓ લડાઇ ચાલવા લાગી, તથા આમની સભા અને રાજાવચે લડાઇ ઉઠી. પ્રોટેસટંટ અને કાથોલીક લોકોના મતફેરવચે વળી એક નવી પ્યુરીટન ટોળીનો દોર ચાલુ થયો, અને આમની સભામાં આ ટોળીવાળાઓનો વગ હોવાથી તેઓએ પેહલા ચારલસ રાજા પાસે નવાનવા હકો માગયા, તથા ધર્મને લગતાં ખાતાઓમાં નવા સુધારા ચાહયા પણ ચારલસ રાજાએ તેમની દરકાર કરી નહી, તથા એક બારીક મામલાસમે રાજસભા બોલાવવામાં ધીલ કીધી, અને વળી સામા નવા કર નાખ્યા. આથી પ્યુરીતન ટોળીના વડાઓ ઘણા રીસે ભરાયા. અને લશકરને પોતાની સંગમાં ખેચી લઇને રાજા સામે લડાઇ ઉઠાવી. રાજાને નાસી જવુ પડયું, લડાઇમાં તેની ઘણેક સમે હાર થઇ અને આખેર તે કેદ પકડાયો. પ્યુરીતન ટોળીવાળાઓએ ફીતુરી તથા દગાખોર ઠેરવી વેલાતના આ રાજાને ગરદન મેરાવ્યો. એ વખતે બાહદુર ક્રોમવેલનો અમલ ચાલતો હતો. વેલાત દેશમાં બાર વરસ સુધી એના હાથતલે પ્રજાસતાક રાજ ચાલ્યું. પ્યુરીતન ટોળીવાળાઓનો એ દોરનો વખત હતો. પણ ઇ૦ સ૦ ૧૬૬૦ મા બાજો ચારલસ રાજા વેલાતની ગાદીએ આવ્યો. અને તેના વખતથી લડાઇનો તથા પ્રજાનો જોસ નરમ પડયો. પ્યુરીતનો પડી ભાગા, અને બાદશાહી દોર સર થયો. સર્વ લોકો બેદરકાર દેખાતા અને જેમખને તેમ બુરાં વ્યસનોને વશ થતા. બીજા ચારલસની દરબારમાં સ્ત્રીપુરૂષોવચે પુગછુર લેવાતી હતી અને મુખારાના પરદા તલે જે બગાડો અને કુધારો ઇંગ્રેજ લોકોની મંડલીઓમાં તથા તેમના

દેશમાં જે ધોરણપર રાજ ચાલેછે તે એજ Whig ટોળીના નેક કાયદાનું પરીણામછે. એ કાયદા અમલમાં આવ્યા તે વખત English Revolution નેનામથી ઇતીહાસ પ્રકરણમાં જાણીતો થયલોછે. પુરૂ જોતા અને અપક્ષપાતપણે ધ્યાન પુગાડતાં એવું સીધ્ધ થાયછે કે પ્રજાને આસરો તથા ફાયદા મલે એવા કાયદા જે ઇંગ્રેજના રાજ પ્રકરણમાં જોવામાં આવેછે તે આ-એજ વીહીગ અથવા પ્યુરીતન લોકોની વખાણવા લાયક મેહે-નત અને કારગીરીનું પરીણામછે. આજે વેલાતમાં જે વીલક્ષણ પાયાપર રાજ ચાલેછે અને રાજા અથવા રાણી માત્ર નામનાજ ગાદીપર બેઠેછે તે પણ એજ ટોળીવાલાઓના રચેલા નીયમો પ્રમાણેછે અને વેલાતમાં જે ટોળી માનપામેછે, તે પણ એજ વીગ અથવા અસલી પ્યુરીતન ટોળીછે.

એ વખતમાં વેલાતમાં કવિઓની પણ એક નવી ટોળી ઉભી થઇ. જોકે તેઓ નામીચા કવિઓની માફક કંઇ મોટી વા-રતા રૂપી કવિતાઓ તથા જોરમંદ કાવ્યો લખી ગયાનથી, તો પણ તેમની થોડીક દીલપસંદ લાવણીઓને માટે તેઓને કવિ અથવા શાહેર નામ આપ્યું છે એ કવિઓ માત્ર ચોકસ ધજ અને નીયમ પ્રમાણે કવિતા લખી ગયાછે તેથીજ તેમની સત-રોમાં કદીપણ શુર તેજ તથા જુસ્સો જોવામાં આવતાં નથી. એ બાનાને લીધેજ હાલના જમાનાના ફીલસુફોએ તે મને "લેહેરી કવિઓ" (Fantastic School) તરીકે લે-ખ્યા છે. *Cowley, Crashaw, Waller, Herbert, Carew,* Lovelace વગેરે લખનારાઓ એજ મંડળીને લગતા હતા, અને તેઓ સર્વે બાદશાહી ટોળીની સંગના હતા.

કાઉલીની ઇંગ્રેજી કવિતાના કરતાં તેની લાટીન કવિતા વધારે જોર ધરાવેછે. ઝાડપાનની વિદ્યાપર લખેલો એનો કવિતા રૂપી ર સાલો ઘણી કાબેલ્યત અને હોશયારીથી લાટીનમાં રચેલોછે. એની ઘણીક ગજલો શહરાગતથી ભરપુરછે- પણ સૌથી સરસ એ કવીના ઇશ્કી દોહેરાઓ બહુમાન રીજવેછે. એની માસુકનું નામ શુંછે તે પણ પરણ્યા અગાઉ કેહવાને તે સાફ નાપાડેછે.

With more than Jewish reverence as yet
Do I the sacred name conceal,
When, ye kind stars, Ah! when will it befit
This gentle mystery to reveal?
When will our love be named and we possess
That christening as a badge of happiness?

નીચની લીટીઓ વોલર કવિએ એંસી વરસની અર્જમાસ પછી લખીછે તે કહેછે કે એક બુઢ્ઢો માણસ ઘડપણને લીધે બળના વાસ્વાથી મેનસાપ ગડેરે તો પણ તેની બોહની અજ માશથી તે ઘણીક નશીહત દઇ શકેછે. જેમ તોફાન નરમ પડવાથી દરીઓપણ ઉતરતો અગ્ગેછે, તેજ મીસાલ બુઢાપામા માણસના વીકારો શાત રેહેવાથી તેનુ દીનપણ શાત થાયછે અને તેથીજ તેની જુવાનીની હુલડાઇ અને મેવકુફાઇ માટે તે પશ્ચાતાપ પામેં છે, તથા જે નકામી ચીજો પાછળ આપણે જુવાનીમાં પ્રીત અને મમત થી લાગ્યે છીએ તેમનુ પોકળપણું ઘડપણના શાંત વખતમા ખોલનું માલમ પડી આવેછે.

*When we for age could neither read nor write,*
The subject made us able to indite;
The seas are quiet when the winds are o'er,
So calm are we when passions are no more.
For then we know how vain it was to boast
Of fleeting things too certain to be lost
Clouds of affections from our younger eyes
Conceal that emptiness which age descries.

હજરતની કવિતા નશીયત અને ધર્મ બોધ આપેછે. એ શે માત્ર ધર્મ.પાછળ ઘણાક ભાગોમા કવિતા લખ્યાંછે. જે કવિઓ એ દાનાઇની બદગી અને ધર્મ ઉપદેશ સીવાય દુન્યાદારીચીજોપર કવિતા જોડી જાયછે તેમને એ બહુ ઠપકો આપેછે. એનું એવું મતછે કે કવિતા રચના ખોદાઇ હુંનરછે, વાસ્તે ખોદાતાલાના કામોની બુજરગી જાહેર કરવા અને તેનીજ સ્તુતી ગાવા માત્ર એ હુંનર વાપરવો જોઇએ આ દુન્યામાં નેકી સીવાય દરેક ચીજ ફના થશે તે ઘણીજ શોકાતુર લીટીઓમાં

એણે દેખાડયુંછે. જાણે આસમાનતથા જમીનના લગણ લાગ્યાં હોય તેમ દહાડો રલીયામણો. ને પ્રકાશીત દેખાયછે, પણ તેનો પણ અંત આવેછે અને તેના ગમમાં દવના આકારમાં કેવાં આંસુ રેડાં ટીપાં સાંજના આસમાનપરથી પડેછે ! ખુશબોદાર શોભીતા ગોલાબ જેનીપર ટાંકીને જોવાથી આપણી આંખમાં તાહડક વલી ગરમીનાં પાણી ટપકેછે તે પણ કરમાતો જાયછે અને આખરે નાશ પામેછે ! સઘની મીઠી અને ખુશબોદાર ચીજોથી ભરેલા દાબડા માફક વસંતરતુની બલીહારી ચોતરફ પંથરાઇ જાયછે. પણ એનો દહાડોમી નમતો આવેછે ત્યારે એ પણ આગી જાયછે ! પણ માત્ર એક નેક અને પ્રમાનદાર આત્મા પાકટ લાકડા માફક ચોટી બેસેછે અને નાશ પામતો નથી, પણ જયારે સર્વ દુન્યા ફના થશે ત્યારે તેની ચોકસ હસતી રેહેશે

Sweet day! so cool, so calm, so bright,
The bridal of the earth and sky,
Sweet dews shall weep thy fall to-night,
For thou must die .

Sweet rose! whose hue angry and brave,
Bids the rash gazer wipe his eye,
Thy root is ever in its grave,
And thou mu t die.

Sweet spring! full of sweet days and roses,
A box where sweets compacted lie,
My music shows you have your closes
And all must die.

Only a sweet and virtuous soul,
Like seasoned timber, never gives ;
But when the whole world turns to coal,
Then chiefly lives.

આનીચલું ગીત લવલેસ કવિ બંદીખાને પડેલો ગાય છે તે પણ વાંચવા લાયક છે. એને મનસે પથરની દેવાલમાં બંધ પડવું અથવા લોહડાંના સલીયાના પાંજરાંમાં ગંધાવું, કંઇ બંદીખાનુ નથી; તેતો માત્ર એક વેરાગીની ઝુંપડીમાં શાંત જીંદગી ગુજારવા બરાબર છે. જો માત્ર તેની મ.શુક સાથે હોય તો, અને

તેના હૈયાંમાં કંઇ પાપ ન હોય તો પછી એના જેવી સુખી જીં-
દગી કોઇ ફરિસ્તોજ ગુજારતો હશે એવી હાલતમાં તે આકાશી
ફરિસ્તાઓ માફક સુખથી દહાડા કાઢેછે

Stone walls do not a prison make ;
  Nor iron bars a cage ;
Minds innocent and quiet take
  These for an hermitage.
*If I have freedom in my love,*
  And in my soul am free,
Angels alone that soar above,
  Enjoy such liberty.

હેથન આપેલી સતરો હેરીક કવિએ જુવાન કુમારીકાઓને
અર્પણ કરી કે સર્વેને જુવાનીમા લગનનો પવીત્ર ગાંઠ બાંધ-
વાની તે મજબુત બનાવવુ કરેછે ; ખાડો આયુકની કાંઇ
તથા પૈસાને હૈયે ધરતાં આવો જનમારો અહવધ
જશે જેમ ફુલ આજે ખીલે છે તો કાલે કરમઇ
જાય છે, તથા જેમ આસમાનપર સુરજ આગળ વધતો જાય
છે તેમ તેમ તે જલદીથી નમી પડવા માંડે છે, તેજ મુજબ
આપણી જીંદગી પણ છે ; અને જીવીએ છીએ તો કોણ જાણે
કાલે મરણ પણ પામીએ, વાસ્તે જયાં સુધી અંગમાં જોર છે
ત્યાં સુધી દુન્યાની મોહબત માણી આપણી સાજવર છે.

To Virgins

Gather ye rosebuds while ye may,
  Old time is still a-flying ;
And this same flower that smiles to-day
  To-morrow will be dying.

The glorious lamp of heaven, the sun,
  The higher he 's a getting,
The sooner will his race be run,
  And nearer he 's to setting.

That age is best which is the first,
  When youth and blood are warmer ;
But being spent, the worse and worst
  Times still succeed the former

Then be not coy, but use your time,
And while ye may, go marry;
For having lost but once your prime,
You may for ever tarry.

આ ગીત આજ સુધીક પણ હોંસથી ગવાય છે. એની ભાષા ઘણી મધુર તથા શાહા બહુ લીસી છે, તેથી મોહડાંમાં બંધ બેસતું ઉતરે છે. એ લખનાર હેરીકને "ચુમીના કવિ" કરી બોલવામાં આવેછે, કાંયકે એના એવાંજ બીજાં ગાયણોમાં ઘણો, રસ છે, અને જેમ ચુમી લેવાંનો શોખ થાય છે તેજ પ્રમાણે આ ગાયણો ગાવાને પણ શોખ થાયછે.

આજના વખતમાં દરેક માણસ ડાહયામાં ખપવાનું ડોલ ઘાલે છે, અને હરેક કામમાં પોતાની હુશયારીની તારીફ કરેછે' તેમને હસી કાડવાને માટે આ નીચલી બે લીટીઓ વપરાય છે, તેપણ એજ વખતના એક કવિની કલમથી લખાઇ છે.

But seven wise men the ancient world did know,
We scarce know seven who think themselves not so.

વલી બીજો કવિ જણાવે છે કે જે વખતે સુર્ય અસ્ત પામે છે તે વેલા તે સામો વધારે તેજસ્વી ચલકાટ મારે છે તેજ માફક મોટાં અને ઉદાર માણસોને હાદેસાના વખતમાં શાંત અને મોટું મન રાખવું ઘટેછે.

Brave minds oppressed, should, in despight of fate,
Look greatest, like the sun, in lowest state.

---

## પ્રકરણ ૧૪મું.

આગલાં પ્રકરણમાં જણાવેલા સઘલા કવિઓ જયારે બાદશાહી ટોલીની તરફેણમાં લખતા હતા, ત્યારે માત્ર એક-જ કવિ પ્યુરીતન અથવા વીહીગ ટોલીનો બચાવ કરતો હતો. ક્રોમવેલની કારકીરદીને મીલતન કવિ ઘણોજ અગત્યનો થઇ પડયો હતો. ઉપલા સર્વ કવિઓ જયારે ટુક દોહેરા જોડીગયા છે ત્યારે તેમની સાથનો મીલતન કવિ તો પોથાઓ લખી ગયો

છે. John Milton લંડન શહેરમાં ઇ૦ સ૦ ૧૬૦૮ ના સા-
લમા જન્મ પામ્યો હતો એના બાપનો ધંધો તો લખત પત્ર
વગેરે કરારનામા કરવાનો હતો આ કામમાં તેને સારી આવક
હોવાથી પોતાના છોકરાને તે મનમાનતી કેળવણી આપી શક્યો
હતો મીલતને કરાઇસ્ત કાલેજ નામની જાણીતી પાઠશાલામાં
અભ્યાસ કરયો હતો એના બાપની સારી દોલતને લીધે એને
કઈ ધંધોધાપો કરવાની ગરજ રહી નહી, માટે એણે યુરોપની
જાણીતી ભાષાઓનો અભ્યાસ કરવા માંડ્યો લાટીન, ગ્રીક, ફ્રેન્ચ,
સ્પાનીશ, ઇટાલીયન ભાષાઓનો તે ત્રીસ વરસની ઉમરે ઉસ-
તાદ ગણાતો હતો. એની માતાના મરણ પછી એ મુસાફરીએ
નીકલ્યો અને યુરોપના દક્ષીણ કીનારાપર આવેલા સઘલા મુ-
લકો ફરી વલ્યો. એટલા વખતમા તો એણે ઘણાક કાવ્ય અને
ગદ્ય પુસ્તકો બાહાર પાડ્યા હતા વીસ વરસની અંદર તો એણે
કેટલીક લાટીન કવિતાઓ જોડી, જે આજે પણ વિદ્વાન લોકો-
થી માન પામેછે માહોમાહે લડાઇ ચાલવાથી એને પાછું દેશ ફરવું
પડ્યું અને ધર્મ તથા રાજદ્વારી ચરચામાં કેટલોક ભાગ લઇ
ઘણાક ચોપાન્યાં છપાની એણે લોકોને ઘણાં ઉસકેર્યા, અને
પોતે પણ પ્યુરીતન ટોલીવાલાઓ સાથે રાજાની સામે થયો.
એની અકલ, હુશયારી તથા કાબેલીયતને લીધે લોકોથી એ ઘણુ
માન પામતો ત્રીસ વરસની અંદર તો એ ઇંગલિશ ભાષામા
કવિતા જોડવા લાગો. વલી એજ અરસામાં બાદશાહી પ્રીરકાની
એક જુવાન નાર સાથે એણે નેકા કીધા પણ મીલતનનો શાંત
ખવાસ તથા વિદ્યાભ્યાસી દોર જોઇ તેણીને આ વર પસંદ
પડ્યો નહી અને એક બે મહીનામા તેણી બાપને ઘર જતી
રહી બોલચાલ, હસવાનું, નાચવા કુદવાનું તેણીને ભાવતું હતું,
તેથી આ કવિ સાથ એકાંત જીંદગી ગુજારવા ગમી નહી. મીલ
તને ઘણાક તેડાં મોકલ્યાં પણ તેણી પાછી આવી નહી, પણ
સામી ચારલસ રાજાના લંપટી સોબતીઓના આસરા તલે જઇ
રહી તે વખતમા વેલાત દેશમાં હાલની માફક દરેક બાબદ પર
સેરેના અને સુતર કાયદા ઘડવામા ન આવ્યા હતા, તેથી અદા-
લતે વરઘોડો ચડાવા છતા મીલતનનુ કઇ વળ્યુ નહી, આથી

ગુસ્સે થઇને એક નામીચા તબીબની છોકરી સાથ પરણવાનો મીલતને વિચાર કીધો. પણ તેવામાં બને તરફના મીત્રોના સમ-જાવાથી પેની નાસી ગયલી બાયડી ઠેકાણે આવી અને મીલતન સાથ પાછી રેહેવાને કબુલ થઇ. પણ તેણીએ પોતાના કુકર્મ છોડયાં નહી. એક દહાડે જે ઘરમાં મીલતન ગયો તેજ ઘરમાંથી એની બાયડી બાહાર નીકલી અને બંને જણાં સામે થવાથી બાયડી તો પુર પશેમાણી પડી, અને મીલતનના પગપર માથું નાખી તેણીએ માફી ચાહી. કવિ સારા મીજાજનો અને સમજુ હોવાથી આ વાતને દાબી નાખી તેણીને સુખે મોહડે ઘરમાં બોલાવીને તદન અભાડા કરી ગયો. એ બાયડીને પેટે એને ત્રણ છોકરી થઇ હતી અને તેણીના મરણ પછી એણે ફરીથી પુનર વીવાહ કરયા. ક્રોમવેલની ટોલીવાલાઓને સારી મદદ કરવાથી તથા એની હુશયારીને લીધે એને દરબારનો લાટીન સેક્રેતરી ઠેરવ-વામાં આવ્યો. પણ એવી ચાકરીએ લાગવા છતાં એણે કઇ અભ્યાસ છોડયો નહી. એનું પુસ્તકખાનું એટલું તો મોટું હતું કે વારે ઘડીએ એને ચોપડીઓને બરાબર રાખવાને માટે ઘર બદલવાં પડતાં. વલી એણે પૂર્વ દેશોની ભાષાનો અભ્યાસ કરવા માંડયો તથા લખવા પાછલ બહુ મેહેનત લેતો હતો. એના કેટ-લાક મીત્રોના છોકરાઓને પણ ઘરમાં રાખી એ પાઠશાલાના ક-રતાં ઉંચી કેલવણી આપતો હતો. આ સઘલી મેહેનતથી તે અંધાપાને ભોગ થઇ પડયો, અને આ બુરા મરજથી એ બહુ હેરાન થયો, તોપણ જે માહાન કવિતાઓ કુદરત આકાશ અને જમીનની ઉતપંતી પર એણે લખી છે તેમનું એજ વખતમાં મંડાણ કરયું. વલી દરબાર તરફથી એને સાલીઆણું મલવા લા-ગ્યું. એની છોકરીઓએ પણ એની આગલી બાયડીની માફક એના ક્રુર અંધાપો ધ્યાનમાં લેતાં બુડ્ઢા બાપની બરા-બર બરદાસ્ત તથા માવજત કીધી નહી. ગતના બાર બાર વાગા સુધી જાગીને મીલતન મનમા સર્વ વીચારો એકઠા કરતો અને સવારના જયારે છોકરાઓ શીખવા આવતા ત્યારે તેમની આગલ એ કવિતા બોલી જતો, જેઓ ચપાચપ લખી કાડતા. ઇ૦ સ૦ ૧૬૭૪માં સંધીવાના બુરા મરજથી દુખી થઇને એ

છાસટ વરસની ઉમરે મરણ પામ્યો. એ મહાન કવિ પોતાની જીંદગીનાં વખતમાં જાબજા માન પામ્યોછે, અને આજ પણ વીધવાનો એને માન સાથ યાદ કરેછે. એનું પતલું કદ તથા ખુબસુરત ચેહેરાને લીધે કાલેજમાં સર્વ " લેડી " તરીકે એને બોલાવતા હતા.

મીલતને ગદ્યમાં જે જે બેહદ લખાણો કીધાં છે તેમનું આ કવિતા રૂપી કેતાબમા બયાન કરવું મુનાસેબ નથી, તોપણ વાંચનારની સમજણ ખાતર એના ગદ્ય લખાણનો ટુક ખ્નતેખાબ આપ્યાથી હદની બાહાર ગયલા કેહેવાશું નહીં.

Animadversions on the Remonstrant's Defence. આ નામનાં ચોપાન્યાંમાં વેલાતની મોટી મોટી ઓકસફર્ડ તથા કેમબ્રીડજ જેવી પાઠશાલાઓમાં ઉંચી અને ખોખ્ખી કેલવણી આપવાને બદલે નીશાલ્યાઓને અધુરૂ અને તકલીદી જ્ઞાન આપવામાં આવેછે તથા તેથી તેઓ પાછલે દહાડે નીતી અને ધર્મથી દુર જાયછે તે બાબદપર સખ્ત ટીકા કીધા છે.

Treatise on Reformation. આ રસાલામાં પાદરીઓ અને ધર્મગુરૂઓમાં બગાડો ચાલેછે તે સુધારવાની કેટલી જરૂર છે તેનો સારાંશ પ્યુરીતન ટોલીવાલાઓની તરફેણમાં આણ્યોછે.

Treatise on Prelatical Episcopacy. એ નીબંધમાં મીલતને ધર્મગુરૂઓની બેહદ સતા સામે વાંધો ઉઠાવ્યોછે.

A Pamphlet on the Reason of Church Government against Prelacy. એ ચોપાન્યું પણ ધર્મને લગતી બાબદોથી ભરપૂર છે. એમાં દેવલોની કારકીરદીની સતા ધર્મગુરૂઓને સોંપવાની સામે અસરકારક કારણો દેખાડયાં છે, તથા કયો પંથ સારો અને ફાયદાકારક છે તે સમજવાનું લોકોના પોતાના હાથમાં છે, વાસ્તે જેમ એક તરફી ધર્મગુરૂઓ સમજાવે તેમ સરકાર તરફથી કરડા ઉપાયો લેવા સામે બાઢ ભીડી છે.

The Doctrine and Discipline of Divorce, and Expositions from Scripture relating Marriage. આ બંને ચોપાન્યાં મીલતને જ્યારે એની બાયડી નાસી ગઇ

અને અદાલતથી કંઇ ન વલ્યું ત્યારે છપાવ્યાં હતાં. એમાં એણે બઇરાંનાં બિદ ભરમો, જુસ્સાઓ તથા બદ ચાલો ઉઘાડી પાડી છે, અને અનેક નશીયતના શુખનો લખ્યાં છે. Treatises on Education and Liberty of the Press. એમાં પેહેલો નીબંધ કેલવણીની તરબીયતપર તથા બીજો રસાલો છાપાના છુટાંપણાની તરફેણમાં એણે લખ્યોછે. એના સર્વ ગદ્ય લખાણોમાં આ છેલ્લું પુસ્તક પુર જોરથી અને કાબેલયતથી લખેલું છે.

મીલતનની કેટલીક લાટીન કવિતાઓ પણ વાંચવા લાયક છે. જ્યારે ઇટાલીમાં હતો ત્યારે એણે ઇટાલીયન ભાષામાં ગીત જોડી બાહાર પાડવાથી એ દેશમાં આ પારકા લખનારની બહુ તારીફ થઇ હતી. પણ એ મહાન કવિની શકતી તો ઇંગ્રેજી કાવ્યોમાં ઘણી ખીલી નીકલી છે. જ્યારે એ વીસ વરસનો હતો ત્યારે Il Penseroso તથા L'Allegro નામથી વખાણાતી મધુર કવિતા એણે જોડી હતી. Il Penseroso ની કવિતામાં એકાંતવાસ જીંદગી ગુજારવા તથા ડાહપણના ગાયણ ગાવાની ગમગીનીની દેવી પાસે એ માગણી કરેછે. L'Allegro માં ખુશાલીની દેવીના આસરા હેથલ રહી મોજ શોખના ગીત ગાવાની કવિ માંગણી કરેછે. એ બંને ટુક કાવ્યોની એબારત મધુર અને નાજુક છે તેથી મનપર ઘણી સારી અસર કરેછે. નીચલી સતરો શોકાતુર ગીત ગાતાં બુલબુલને માટે તે લખી ગયો છે.

> Sweet bird, that shunn'st the noise of folly,
> Most musical, most melancholy !
> Thee, chantress, of the woods among
> I woo to hear thy even song ;

ડરબી પ્રગણાના ઉમરાવની વીધવાના માન ખાતર એણે એક કવિતા રૂપી સોંગ લખ્યો છે તેને Arcades અથવા "બાગબાગ" નામ આપ્યું છે. આ સોંગમાં ઘણાં મધુર ગીતો આપેલાં છે. Comus નો મનોરંજક ફારસ પણ બહુ રમુજી છે. પણ સૌથી સરસ તો કરૂણારસ નાટકના આકારમાં આપેલો સેમસન પેહેલવાનનો કીસ્સો છે. એમાં એક જોરાવર માણસ પોતાની બેરીના દગાઇ ભરેલાં નખરાંને આધીન થઇને પોતાનો

બારીક ભરમ કહી દેછે તેથી પછવાડેથી તે કેવો દુઃખી થાયછે તે દેખાડયું છે. સેમસન નામે એક ઘણોજ જોરાવર અને કદાવર ઇસરાયલ તેની આસપાસમાં મુલકમાં વસનારા ફીલીસતાઇન લોકોપર હમેશ જીત મેલવતો હતો. તે જાતે અને તેનો ટોલો ખ્રીસ્તી મહજબના હતા, પણ ફીલીસતાઇનો તો બુધ પરસ્ત હતા, તેથીજ બંને ટોલાં વચે મારામારી થાતી હતી, અને સેમસનની અગાઉ હમેશ ફીલીસતાઇનો ઇસરાયલોપર ફાવતા હતા. પણ જ્યારે સેમસન મોટો થયો અને લડાઇમાં ઉતરવા લાગો ત્યારથી જીતનો પાસો ઇસરાયલોની તરફેણમાં પડતો હતો. સેમસન પોતે તથા ઇસરાયલો એવું માનતા હતા કે ખોદાએ તેમના દેશ પર મેરબાની કરી આ જોરાવર શખ્સને તેમની તરફથી મોકલ્યોછે. પણ વલી ખોદાની મેરબાનીથી સેમસન ફુગરાઇ ન જાય તે માટે ખોદાએ તેના બાલમાં અજબ શકતી મુકી હતી. જો બાલનો ચોકસ ભાગ કપાઇ જાયતો પછી સેમસનનું જોર સર્વ બ્યર્થ હતું. આ ભરમ તે કોઇને કેહેતો નહતો. એક દહાડે સુબેહ થયા પછી એક ફીલીસતાઇન જાતની ખુબસુરત છોકરી તે પરણી લાવ્યો. આ છોકરીને તેની જાતવાલાઓએ ઉસકેરવાથી તેણી રાત દહાડો સેમસનનો ભરમ જાણવાની ખંત પકડી બેઠી. તેણી તેને ઘણો કંટાલો આપતી અને તેને નચીંત ફરવા દેતી નહી. એક દહાદે ખુબ ફુસલાવી પતાવીને તેણીએ ભરમ જાણી લીધો અને એક દહાડે રાતના સુતી વખતે તેના બાલ કાપી લઇ જાતવાલાઓને મલી ગઇ. ફીલીસતાઇનો તો ખુશ થઇ બીજેજ દહાડે હોમલો લઇ આવ્યા, અને સેમસનનેતો હરાવ્યો તથા કેદ પકડયો. વલી તેની આંખો ફોડી નાખી સાંકલથી જકડીને તેને કેદ કીધો, તથા જે દહાડે તેઓએ આ જોરાવર પુરૂષપર જીત મેલવી હતી તે દહાડો દર વરસે તેહવાર તરીકે પાલવા લાગા. એ તેહવારને દહાડે આખે દેશે ખુશખુશાલી તથા ખાણાં પીણાં ચાલતાં હતાં અને દરેક બંદીવાનને પણ છુટી મલતી હતી. એજ પ્રમાણે છુટીના આવા એક દહાડાપર સામસન બંદીખાનામાંથી

બાહાર નીકલી જઇ હવા પોરવા બેઠો. તેના આંધાપાને લીધે દારોગો તેને હાથ પકડી ચલાવતો હતો. સેમસન દારોગાને જરા આગલ ચલાવવા કહેછે તે પેહેલી સતરોથી કવિતા શરૂ થાયછે.

**A little onward lend thy guiding hand**
**To these dark steps, a little further on ;**

જ્યારે સેમસન હવા પોરતો તથા પોતાની દુઃખદાયક અવસથા પર વીચાર કરતો બેઠોછે, ત્યારે તેના ગામના ઘણાક લોકો તેને દીલાસો દેવા આવેછે. તેમની સાથ તે કેટલીક ગોફ્તેગો કરેછે, તથા પોતાની હાલતનો બલાપો કરેછે ; તેવામાં તેનો બાપ પણ મલવા આવેછે અને પોતાના દીકરાના છુટકારાને માટે તે શું ઉપાય કરેછે તે કહી સમજાવેછે. વલી એજ વખતે એની કાહરણ બૈરીપણ ઘરને મેટવા આવેછે અને બેવફાઇનો પસતાવો કરી તેની પાસે માફ માગેછે, પણ સેમસન તો તેણીને ધીકકારી કાઢેછે. એવામાં એક ફોજદાર હોકમ લઇને આવેછે કે દરબારી ઉમરાવો ચોકમાં બેઠાબેઠા દીલકસ રમતો રમાડેછે ત્યાં સેમસનને પણ બોલાવેછે. પણ સેમસનતો તેમના પેગામને તુચ્છકારી કાઢી નાકબુલ કરેછે, ત્યારે તેઓ ગુસ્સે થઇ એકદમ એને બાંધી મંગાવવાની ધમકી આપેછે. ખોદાનું કઇ એમાં કરવુંજ હશે એમ ધારીને સેમસન જાય છે, અને એક મોટાં ચોગાનમાં નાટકશાલા જેવી ખોલી ઇમારતમાં હજારો લોકોની ભીડ વચે તથા દરબારીઓની બાયડી છોકરાંની નજર આગલ તરેહવાર કસરતો કરી પોતાનું બલ દેખાડેછે. આ જોઇ લોકો બહુ તાજુબ થાયછે. એવામાં જે બે મોટા થંભપર ઇમારત લટકેલી હતી તેમને બે હાથે જોર કરી ખોદાનું નામ.લઇ જમીન દોસ્ત કરેછે અને સઘલાં ઉપર બેઠેલાં તથા આસપાસ ઉભેલાં હજારો ફીલીસતાઇન લોકો કચડાઇ મરેછે, અને તે કચડાઇમાં સેમસનપર પેઠા થાંભલા પડવાથી તે પણ કચડાઇ મરણ પામેછે. જ્યારે આ વાત એના દેશીઓ જાણેછે ત્યારે દુશમનનાં આવી રીતે હજારો માણસો મારવાથી તેનીપર આફરીન કરેછે. આ રીતે એહનો અંત આવેછે.

ઉપલી કવિતામા મીલતને પોતાના અંધાપાનો વીલાપ ઘણી સખ્ત લીટીઓમા કીધો છે.

But chief of all, . .

O loss of sight, of thee I most complain !
Blind among enemies, O worse than chains,
Dungeon or beggary, or decrepit age !

વળી કવિ કહેછે કે જ્યારે નીચમાં નીચ માણસો અને ફસડતા કીડાઓ વતીક આપે જોય છે ત્યારે અજવાળું છતા તેના જીવસે સર્વ ઠેકાણે અધારૂ લાગેછે, અને એવા અધાપામા દરરોજ કોઇ તેને ઠગતુ પણ હશે, કોઇ ધીક્કારતુ હશે, કોઇ ગાલ દેતુ હશે અથવા કોઇ તેને દબગતુ હશે તે પણ તેનેજ ખમવુ પડેછે ઘરમા શુ કે બાહાર શુ કોઇના ને કોઇના તાબા તલે એક અણઘડ મુરખની માફક તેને ફરવૂ પડેછે. આ દુન્યામા અરધો મુવેલો, અરધો જીવતો તે દેખાય છે અરે ! મધ્ય બપોરના રેમણય અજવાળા છતા તેને મનમે તો સર્વ કાલુ કાલુજ છે , બસ દહાડાની કઇ પણ નીશાણ્યુ નહોય તેમ રાતજ પડેની લાગેછે !

Inferior to the vilest now become
Of man or worm, the vilest here excel me ;
They creep yet see , I dark in light exposed
To daily fraud, contempt, abuse and wrong
Within doors or without, still as a fool
In power of others, never in my own
Scarce half I seem to live dead more than half.
O dark, dark, dark, amid the blaze of noon,
Irrecoverably dark, total eclipse
Without all hope of day !

કવિ કહેછે કે એક માણસમા પોતાનું જોર સમારગે વાપરવાની અક્કલ ન હોય તો તે તેને નકામુ છે, તેને તો સામો તે બોજો થઇ પડેછે, અને તેના સઘલા જોર છતા કોઇ કમજોર પણ ખદા શખ્સના હાથપર તે ફસી પડેછે, અને વળી દાનાવોના તાબા તલે તેને જીદગી કાઢવી પડેછે

But what is strength without a double share
Of wisdom ? Vast, unwieldy, burdensome,

Proudly secure yet liable to fall
By weakest subtleties, not made to rule,
But to subserve where wisdom bears command

સ્ત્રીજાત કેવી લુચ્ચી છે, તથા આપણી ગરદન કપાવી, પોતાની લાજ લુટાવી, તથા વચન તોડી સર્વ વાતે આપણને હેરાન કરી પાછી મીઠા બોલોથી અને નાજુક નખરાથી આપણને છેતરી લે છે, તથા પતાવે છે, અને હવે પછી કઇ પણ હોકમ ન તોડવાની કબુલાત આપી વારે ઘડીએ નાફેરમાની કરેછે, અને આપણે ચીરડાએ છીએ કે નહી તે વાત ધ્યાનમાં રાખી આપણું પાણી તપાસે છે, અને વળી પાછી પગપર માથું નાખી માફ માગતા નીકળી પડેછે; એવા ફરેબો સ્ત્રીજાત રમેછે તે આ નીચલી લીટીઓપરથી સમજી શકાશે

Out out hyæna! these are thy wonted arts,
And arts of every woman false like thee
To break all faith, all vows, deceive, betray,
Then, as repentant to submit beseech,
And reconcilement move with feign'd remorse,
Confess and promise wonders in her change,
Not truly penitent, but chief to try
Her husband how far urg'd his patience bears,
His virtue or weakness which way to assail,
Then with more cautious and instructed skill
Again transgresses and again submits

આ સેમસનની કવિતા વાચ્યાથી વાચનારની ખાતરી થશે કે એ વારતામા મીલ્તને પોતાની બનેલી હાલત તથા પોતાપર વીતેલા બનાવોનું બયાન કીધું છે એમા સેમસન તે મીલ્તન પોતે છે, એમ ખુબ ખાતરીથી જાણવુ, અને ફીલીસતાઇન તથા ઇસરાયલોને બાદશાહી તથા પ્યુરીટન ટોળીવાળાઓ સમજવા પ્યુરીટનોની તરફથી બાદશાહી શીરકાપર એણે જે જે હોમલા કીધા હતા તે બચાવામા એ ફાવ્યો હતો, અને સેમસનનુ પહેરવાની જોગ તે કદીજ નહી પણ મીલ્તનની કારીગરીનુ વર્ણન છે. એના લખવાથી પ્યુરીટનો વધારે ઉસકેરાયા હતા અને તેથીજ બાદશાહી ગરદન ઉડાવી મારયુ હતુ તે બાબદ પણ આપ

ણી વાગતાના છેડાને મસતી આવેછે; વાસ્તે વાચનારે યાદ રાખવુ કે સેમસનનું તો માત્ર નામ છે પણ મીલતન કવિનું કામ પ્રગટ થયુ છે.

મીલતનની Lycidas નામની કવિતા એના એક કીગ નામના દોસતદારના દુખી મરણ પામવાપર જોડેલી છે. કવિતાના જે ભાગમા એ સર્વને ગોલાબ, મોગરો, ચપેલી, વગેરે ફુલો તેની પોરપર પાથરવા કહેછે તે ભાગ વાંચવા લાયક છે. બધી સતરોજ ફુલથી ભરેલી છે

Bring the rathe primroso that forsaken dies,
The tufted crow-toe, and pale jessamine,
The white pink, and the pansy freaked with jet,
The glowing violet,
The musk-roso and the well-attir'd woodbine,
With cowslips wan that hang the pensive head,
And every flower that sad embroidery wears ·
Bid amaranthus all his beauty shed,
And daffodillies fill their cups with tears,
To strew the laureate hearse where Lycid lies.

મીલતને કેટલાક ખ્યાલો અથવા Sonnets ઇંગ્રેજી, લાટીન તથા ઇટાલ્યન ભાષાઓમાં જોડયાછે, અને એ સર્વ ભાષાઓના લખાણમા એ ફતેહમંદ ઉતર્યોછે. આ જગાએ એનો એકજ ખયાલ નીચે આપ્યોછે તે જીનોઆ નામના કોલમબસના પકાયલા શેહેરપર એણે લખ્યોછે એના વખતમા એ શેહેર વિદ્યા હુંનર તથા વેપારમાં ચડતું હતું. એમા એની મિતબાજી પાણીના રેલા માફક વેહછે, તથા એનો કુદરતી જોરસો આબેહુબ દેખાઇ આવેછે.

Rise, Genoa, rise in beauty from the sea,
Old Doria's blood is flowing in thy veins!
Rise, peerless in thy beauty! what remains
Of thy old glory, is enough for me
Flow then, ye emerald waters, bright and free!
And breathe, ye orange groves, along her plains;
Ye fountains, sparkle through her marble fanes!

And hang aloft, thou rich and purple sky,
Hang up thy gorgeous canopy : thou sun !
Shine on her marble palaces that gleam
Like silver in thy never dying beam :
Think of the years of glory she has won ;
She must not sink before her race is run,
Nor her long age of conquest seem a dream.

એની કવિતાનો ટુક સાર આપ્યા પછી, હવે મીલતનના માહાભારત કાવ્યો જેના લખાણથી એનું નામ અમર રેહ્યું છે. અને જેના લખાણથી આજે ઇંગ્રેજી કવિઓમાં એ પેહેલી પદ્વી ધરાવે છે, તેનો ટુક ખોલાસો કરીએ. એ કાવ્યોમાં Paradise Lost અથવા માણસજાતે પેહેલું બેહેશ્ત કેમ ખોયું, અને Paradise Regained અથવા તે પાછું કેમ મેલવ્યું તેનું દાસ્તાન સમાવ્યુ છે. એ કવિતાનું લખાણ Epic અથવા જોસભરી પેહેલવાની ઢબમાં છે. સ્પેનસરની કવિતા સીવાય ઇંગ્રેજી ભાષામાં એકે એવી અસલ ઇંગ્રેજી કવિતા લખાઈ નથી. બીજા કવિઓ અસલતાં એજ ઢબમાં એના જેવી મોટી અને રસીલી કવિતાઓ લખી ગયાછે પણ તે માત્ર સાધારણ વાતના આકારમાં તથા દુન્યા સંસારી બાબદોપર લખાઇ છે. મીલતનની કવિતા જેવું બળ તથા તેમાં આવતા બેહેશ્ત દોજખ અને આસમાન જમીનના દેખાવો કોઇપણ બીજા લખનારની કવિતામાં મુદલ જોવામાં આવતા નથી. મીલતનની કવિતાનો એકે એક શબ્દ દમામમાં દોડેછે. બાઇરનના Childe Harold અને Don Juan જેવાં કાવ્યો પણ તેની ઓસ્તવારી કાબેલ્યત છતાં મીલતનની આ કવિતાને પુગે નહી.

Paradise Lost નું પુસ્તક બાર ભાગમાં વેહેચાયલું છે. પેહેલા ભાગમાં શેતાને ખોદા સાંમે બંડ ઉઠાવ્યાથી તેને બેહેશ્તમાંથી હાંકી કાઢયાનું વર્ણન આપ્યું છે. આપણી દુન્યાના પેદા થવા અગાઉનું એ દાસતાન છે. બીજા ભાગમાં શેતાન પોતાના ચેલાઓને એકઠા કરીને ખોદા સામે કેમ વેર લેવું તેને માટે દોજખમાં મસલત કરેછે, અને ખોદાના ફરેશતાઓના કેટલાક બોલો તેણે સાંભળ્યા હતા તે પરથી એવું ગુમાન લઇ

જાયછે, કે ખોદા એક નવી દુન્યા બનાવવા માગેછે તેની માહે તેણે હરકત કરવી. એ કારણસર તે ઉડીને આ નવી દુન્યાની ખોલમાં જાય છે. ત્રીજા ભાગમાં કવિ એવું દાસતાન આપેછે કે ખોદા બેઠા બેઠા શેતાનને ઉડી જતો જોઇને પોતાના એક-પુગ છોકરાને સમજાવેછે કે વલી આ કસરેવજ બંડખોર કઇ કાવતરાં કરવા જાયછે, અને ત્યાં તે ફાવે એવું છે ; પણ જે માણસો શેતાનના ભોલવાથી ભોલવાશે તેમને તે સખત સજા કરશે ને હમેશગીના મોતમાં ગીરફતાર કરશે. તોપણ વલી દયા ખાઈ ખોદા પોતાના છોકરાને એવું પણ સમજાવેછે કે તેણે દરેક માણસને ખરૂ ખોટું સમજવાની શકિત આપીછે તોપણ તેઓ શેતાનથી ભોલવાશે, વાસ્તે જે પાપ થાય તેના તારણને માટે તે પોતાના છોકરાને આ દુન્યામાં મોકલશે. પેલો દીકરો ઘણો ખુશાલ થયો, અને જે દહાડે બાપ ફરમાવે તે દહાડે માણસાઇ રૂપ ધારણ કરવાને તે તૈયાર છે એમ જણાવ્યું. આથી ખોદાએ એક મોટી દરબાર ભરી, દરેક ફરેશતાને તેની કદમ બોશી કરવા ફરમાવ્યું. વલી એજ વખતે પેલો શેતાન પણ આ દુન્યામાં આવી પુગો, અને ખોદાના એક ઉતરતા ફરેશતાનું રૂપ ધારણ કરી દાખલ થયો. આ ભાગમાં કવિ એવું સમજાવે છે કે શેતાનના આવ્યા અગાઉ આ દુન્યામાં મોત તથા દરદ જેવી કઇપણ ચીજ હતી નહીં, અને માણસો જયારે ખુશી પડે ત્યારે આસમાનપર દરીઆને રસ્તે ખુશબખ્તીના દાદર પરથી ચડી જતાં. ચોથા ભાગમાં આદમ અને ઇવનું બયાન કીધું છે, તથા શેતાન શું ફરેબ રમેછે તે જણાવ્યું છે. વલી કોઇ આકાશી ફરેશતાને તેની હીલચાલ માલમ પડવાથી શેતાનને આ દુન્યા છોડી નાસી જવું પડેછે, તોપણ તે આદમ અને ઇવને વાત કરતાં સાંભલી ગયો કે વિદ્યાના ઝાડપરથી ફલ તોડી ખાવાને તેમને મના કરવામાં આવ્યાં છે. પાંચમા ભાગમાં ખોદાએ પોતાના ફરેશતાને આદમ આગલ મોકલ્યો તેનું વર્ણન કરયુંછે. તે ફરેશતો તેમને ખુબ સમજાવી જાયછે કે કોઇ પણ દુશમન તેમની પર ફરેબ રમે તો ખુબ સાવચેતી રાખવી, તથા તેને તાબે થવું નહી અને ખોદાના હુકમો જરાએ તોડવા નહી.

તથા જો તેઓ નાફરમાની કરશે તો તેમને બહુ ભારી પડશે. છઠા ભાગમાં પેલો ફરેસ્તો આદમ, અને ઇવને ખોદા અને શેતાન વચેની લડાઇ તથા મીનાક્રિસાની વીગત સમજાવે છે. સાતમાં ભાગમાં પેલો ફરેસ્તો આદમની અરજપર ધ્યાન આપી ખોદાએ આ દુન્યા કેમ બનાવી તથા શું કારણસર બનાવી તેનું વર્ણન કરેછે. કવિના કેહેવા પ્રમાણે આ જગત છ દહાડામાં બનીછે અને એકેકે દહાડે પાણી, જમીન, સુર્ય, ચંદ્રમા, આકાશ તથા આતશ બનાવવામાં આવ્યાંછે. આઠમાં ભાગમાં આદમ પેલા ફરેસ્તાને સુર્ય વગેરે ગ્રેહોનું વીસતીર્ણ વર્ણન પુછેછે, પણ પેલો ફરેસ્તો તેને એવી ખોદાના ભરમોની વાત પુછવાથી મના કરેછે. ત્યારપછી આદમ પોતે આ દુન્યામાં આવ્યો તેની અગાઉ ખોદા સાથ તેને શું શું વાતો થાઇ તથા ઇવ સાથ કેમ પરણ્યો તેનો ખોલાસો સમજાવેછે. પેલો ફરેસ્તો આ ભાગની આખરે આસમાનપર ઉડી જતો દેખાયછે. નવમાં ભાગમાં એવું જણાવ્યુંછે કે શેતાન આ દુન્યામાં ધુમસના આકારમાં ફરી વલી આદમની વાડીમાં પેસેછે, અને સાપનો આકાર ધારણ કરેછે. જ્યારે સવારના આદમ અને ઇવ સરેસ્તાના કામપર આવેછે ત્યારે ઇવ ખોહોસ કરી તેમનું કામ જુદાજુદા કડકામાં વેહેચી નાખવાની ભલામણ કરેછે. આદમ એમ કરવાને ના પાડેછે, કેમકે તે ધાસ્તી ખાયછે કે રખેને તેણી એખ્લી કામ કરતી હોય તેવેલા પેલો દુશમન આવીને તેણીને ફરેબ દે. ઇવ ગુસ્સે થઇ તથા પોતે એટલી કાચી છે એવું જે તેણીનો વર ગુમાન ધરાવેછે તે વાતનો ઇનકાર કરી જુદે ઠેકાણે બેસી બાગનું કામ કરેછે, અને અહી પેલો સાંપ આવી તેણી સાથ મીઠીવાતો કરેછે. ઇવ અજબ થઇને તેને પુછેછે કે જાતે પ્રાણી થઇને માણસની વાચા તે કેમ બોલેછે? ત્યારે પેલો સાંપ વધારે મીઠા શુખનો બોલવા લાગ્યો કે આ વાડીમાં એક જાતનું ફલ ઉગેછે તે ખાધાથી તેનામા આ ફેરફાર થયોછે. તેણીએ તેને એ ફલનું ઝાડ દેખાડવાને ફરમાવ્યું, અને જ્યારે પેલાએ પેલું વિદ્યાનું ઝાડ દેખાડયું ત્યારે તેણી તો ચોંકી. પણ પેલા સાંપે ઘણી કાકલુદી કરી તથા

તેણીની ખુબસુરતીની બહુ વખાણ કરી એક ફલ પાડી આપી તેણીને ખાવાની આંપતી શોહસ કીધી. પેલીએ આખરે ચાખ્યું અને ઘણું લેહજતદાર હોવાથી પોતાના વરને બોલાવી લાવી. તેને પણ ચાખવાને આજેજી કીધી. આદમ તો ગભરાઇ ગયો અને જયારે તેણે જોયું કે તેણી તો ગુનેહગાર ઠરી ચુકી ત્યારે તેણીને એખલી મુકવાના કરતાં પોતે પણ તેણીની સાથ મરવા ખાતર પેલું ફલ ચાખ્યું. પેવાં ફલની અસરથી તેઓ એકમેકને બદનામ કરવા લાગયાં, અને તે દીન સુંધી તેઓ બંને બેધડક કઇ પણ વસ્ત્ર વગર નાગાં ફરતાં હતાં અને મુદ્દલ શરમાતાં ન હતાં, તે હાલત છોડીને એકાએક શરમાઈ જઇ આંગ ઢાંકવા લાગ્યાં. દશમાં ભાગમાં એવું દાસતાન આપ્યું છે કે જે ફરે-શતાઓ આદમ અને ઇવપર મવકલ હતા તેઓએ આદમ અને ઇવની નાફરમાનીનો પેગામ ખોદાને પોંચાડયો, ત્યારે ખોદાએ પોતાના છોકરાને મોકલી આદમ અને ઇવને સજા ફરમાવી. પાપ અને મોતના દેવો જેવો તે વખતસુધી દોજખમાં પડેલા હતા તેઓ પોતાના જાતીલા શેતાનની ફતેહ થાયલી જોઇને એક પુલ બાંધી, આ દુન્યામાં કુદી પડયા. રસ્તામાં તેમને શેતાન મળ્યો, અને ત્રણડે બાઇબંધી એકમેકને મુબારકબાદી . પુછવા લાગા. જયારે શેતાન દોજખમાં પુગો ત્યારે જે ફલ તે વાડીમાંથી લઇ આવ્યો હતો તે ફલ તેણે પોતાના સર્વ ચેલાઓને ચખાડયું, પણ આ ચાખતાંને વાર ખોદાના હોકમથી આખી શેતાન્યત ટોલી સાંપના આકારની બની ગઇ એણીગમથી પાપ અને મોતે આખી જગતમાં વાસો કરયો, અને તેમની છુપી અસરથી ઇવ આદ-મને આ જીંદગી ફના કરવાના ઉપાય દેખાડવા લાગી. પણ આ દમ તેણીને ભરૂસો આપતો કે જયારે ખોદાનો છોકરો આ દુ-ન્યામાં આવશે ત્યારે એ સર્વ દર્દ થશે. અગીયારમાં ભાગમાં ખોદાએ પોતાના ફરેશ્તાઓ મોકલી આદમ અને ઇવને ઇડન-માંથી હાંકી કાઢયાં તથા તેમને આગાહી કહી જણાવી કે થોડા વખતમાં આ દુન્યામાં મોટી રેલ આવી સર્વ ફના થશે. બા-રમાં ભાગમાં આદમ અને ઇવને કેમ હાંકી કઢાવ્યાં તેનું વ-ર્ણન આપ્યું છે.

Paradise Regained ના પુસ્તકમાં ખોદાનો છોકરો જીસસ આ દુન્યામાં માણસના પાપનું તારણ કરવા સારૂ આવ્યો, અને શું શું ચમતકાર થયા અને તેના કેવા હાલ થયા તથા આખરે તેની કેવી ફતેહ થઇ તેની વીગત ચાર ભાગોમાં સમાવી છે. મીલતનના આ માહાન કાવ્યોમાંથી માત્ર એકજ ફકરો આપી એની પેતબાજીનો વિચાર વાંચનારની મુનસફીપર સોંપીએ છીએ. તે શેતાનની સભાનું રંગીન ચીત્ર છે, અને દેખાવનો દેખાવ છે. એમાં જે ત્રણ ચાર અલંકાર સમાવ્યાછે તે પણ ધ્યાન આપવા જોગછે.

Meanwhile the winged heralds by command
Of sov'reign power, with awful ceremony,
And trumpet's sound, throughout the host proclaim
A solemn council forthwith to be held
At Pandæmonium, the high capital
Of Satan and his peers; their summons called
From every band and squared regiment
By place or choice the worthiest; they anon
With hundreds and with thousands trooping came
Attended; all access was throng'd, the gates
And porches wide, but chief the spacious hall,
Though like a cover'd field, where champions bold
Wont ride in arm'd, and at the Soldan's chair
Defied the best of paynim chivalry
To mortal combat or career with lance,
Thick swarm'd, both on the ground and in the air,
Brush'd with the hiss of rustling wings. As bees
In spring time, when the sun with Taurus rides,
Pour forth their populous youth about the hive
In clusters, they among fresh dews and flowers
Fly to and fro, or on the smoothed plank,
The suburb of their straw-built citadel,
New rubb'd with balm, expatiate and confer
Their state affairs: so thick the aery crowd
Swarm'd and were straiten'd; till the signal giv'n,
Behold a wonder! they but now who seem'd

In bignces to surpass earth's giant sons,
Now less than smallest dwarfs, in narrow room
Throng numberless, like that Pygmean race
Beyond the Indian mount, or Fairy Elves,
Whose midnight revels, by a forest side,
Or fountain, some belated peasant sees,
Or dreams he sees, while overhead the moon
Sits arbitress, and nearer to the earth
Wheels her pale course; they on their mirth and dance
Intent, with jocund music charm his ear;
At once with joy and fear his heart rebounds.

આ ફકરો બુલંદ અવાજે વાંચશો તો કેવો મધુર લાગશે! એકેએક બોલ ભારથી વાંચવો જોઇએ, અને ચોકસ સ્વરોપર તો બમણો ભાર લેવો જોઇએ. બરાબર ટાંપેટાંપ વાંચ્યાથીજ એનો અર્થ વાંચનારને તરત સમજ પડશે. જોકે એ ફકરો લાંબો છે અને વલી અલંકારથી ભરપુર છે તોપણ સેહેલો છે. એની રચના તથા એમાં સમાયલાં વાકયોની ગોઠવણજ ઓર છે, અને જો આ ફકરાનો અરથ તથા તેનો બાંધો સમજમાં ઉતરે તો પછી મીલ-તનની એબારતનો તથા બેટબાજીનો ખ્યાલ આવશે. એનાં છેલ્લા ભાગપર વેહેતીયાં તથા પરીયાંઓનો નાચ ચાંદણી રાતના ખેતરમાંથી કોઇ મોડો નીકલેલો ભરવાડ જોયછે તેની અચરતીનું શુદ્ધ બયાન કીધું છે, તથા મધમાખીઓનું ચીત્ર તથા તેમની ગોફતેગો કેવી સંપુર્ણ ચીતારી છે! સુરજ જયારે વૃષ્ભ રાશીનાં મંડલમાં પેસેછે અથવા હુનાલો શરૂ થાયછે ત્યારે મધમાખો ઝાડેઝાડ અને ડાલેડાલ ઉભાવી કોણે ન જોઇ હશે! વલી કોઇ પાશાની દર-બારમાં તેના પેહેલવાનો મરદાનગીની કુસ્તી રમેછે તે ચીતાર પણ કેટલો ખરો છે, અને રાક્ષસ જેવા દેવતાઓ શેતાનની એક જાદુઇ ફુકથી વેહેતીયાં જેવા બની જાયછે તે ચમતકારીક દેખાવ કેટલી તાજુબી ઉપજાવેછે!

મીલતનના આ આપેલા ફકરા પછી બીજા આપવાની જરૂર જોતા નથી. જાણે ઉંચી ટેકડીરર ધરૂઆના પાણીના ધોધની માફક એની કવિતા જોરાવર અને જુસ્સા ભરેલા ના-દથી કાન ફાડી નાખેછે. મીલતન કવિને વિદ્વાનોએ ઇંગ્રેજી

કવિતા મંડપમાં જે ચડતો અને પેહેલો દરજજો આપ્યોછે તે તેને પુર લાયક છે., એવુ અનુપ્રાસ વગેરનું લખાણ શેકસ્પીઅરના કરતાં ઘણેક ઠેકાણે સરસાઈભોગવેછે.

---

## પ્રકરણ ૧૫મુ.

ડરાઇડન (John Dryden) કવિ ઇ૦ સ૦ ૧૬૩૧ના સાલમાં નોરથેમપટન પ્રગણાની એક નાહાની નગરીમાં જન્મયો હતો. એનો બાપ આ પ્રગણાનો બારોનેટ કેહેવાતો હતો એણે કેમબ્રીડજ શેહેરની ત્રીનીતી કાલેજમાં અભ્યાસ કરયો હતો. ડરાઇડનની કવિતા લખવાની પેહેલી કોશેશ તે હેસતીંગસના ઉમરાવના મરણપર લખેલું કાવ્ય છે. સર પીકરીંગ નામે એનો એક સગો ક્રોમવેલના પાદશાહી મેહેલનો કારભારી હતો તેથી તેણે ડરાઇડનને પોતાના મદદનીશ તરીકે લંડન શેહેરમાં બોલાવ્યો. બે વરસ પછી ક્રોમવેલના મરણ પર ડરાઇડને એક મોહેતમની કવિતા જોડી પ્રગટ પાડી વળી ક્રોમવેલના મરણની બે વરસ પછી બીજો ચારલસ રાજા ગાદીપર આવ્યો. અને વેલાત દેશમાં પ્રજાસત્તાક રાજ બંધ પડયું. આથી ક્રોમવેલના સઘલા પક્ષકારો એક પછી એક ઓહ્દા તથા શેહેર છોડી એકાંત જીંદગી ગુજારવા લાગા, તેથી ડરાઇડન ચાકરી પરથી નીકલી ગયો. ડરાઇડન પણ પ્યુરીતન લોકોનો પંથ પાલતો હતો. એ વખતે અઠાવીસ વરસની એની ઉમર થઇ અને કઇપણ રળી ખાવાનું શોધવા લાગો. એને મદદ કરનાર કોઇ હતું નહી તેથી સનદી નોકરીનો વીચાર પડતો નાખી, એ નાટકો લખવા પાછલ મંડયો. એ વખતે લખેલા, એના પચીસ નાટકો હાલ મોજુદ છે. ઇ૦ સ૦ ૧૬૭૦ના સાલમાં એણે પોતાનો પ્યુરીતન પંથ બદલયો અને બાદશાહી લોકોની સંગમા ભરાયો, કારણકે રાજાએ એને દરબારના કવિની જગા આપી સાલયાણુ બાંધી આપ્યું, તથા વળી રાજાનાજ ધર્મમાં જવાથી તે વધારે ખાતરીએવો કઇ તેનો વીચાર હતો. એ અરસામાં એણે બીજાં ઘણાંક પુસતકો તથા ચંચલ રસાલાઓ પ્રગટ કરયા તેથી એની

ઘણી તારીફ થવા લાગી. કેટલાક ઉમરાવો જેમની એ બહુ મ-
શકરી કરતો હતો તેઓ એનાં દુશમન થયા અને એની કિર્તીને
ઝાંખ લગાડવા ખાતર એ ત્રણ નવા લખનારાઓને આસરો
આપી એની સામે તેઓએ ઉસકેરયા. પણ સોનાને ગમે તેમ
બદલવાની કોશેશ કરો પણ તે સોનુજ રેહવાનું; તેજ પ્રમાણે એના દુશ
મનોનું કાંઇ ચાલયુ નહી, અને સામી ડરાઇડન તેમની બમણી ઠેકડી ક-
રવા લાગયો. આવી દુશમનીના વખતમાં એક નનામ ગ્રંથ કરતાએ ન-
વો રસાલો લખી ટીકા કેમ કરવા તેપર ભાષાણ આપી ડરાઇડનના
દુશમનોને ખુબ વખોડયા. એ સખત ટીકા ડરાઇડને કીધા હશે
એમ સમજી એના હરરતા વેરી લારડ રોચેસતરે બે ચાર લ-
ફંગા શખસોને શીખવીને એક દહાડે રસ્તામા ડરાઇડનને ખુબ
કેસરી પાખ અપાવ્યો. ગામમાં આ વાતની હોહા થઇ રહી
અને પેલા નનામા લખનારે તેના લખાણ માટે ડરાઇડને માર
ખાધેલો જોઇ આ કવિપર એ રમુજી સતરો લખી મોકલી.

Though praised and punished for another's rhymes,
His own deserve as much applause sometimes.

મુદઇના હાથપર માર ખાવાથી ડરાઇડને એક તેમનાપર સખત
ટીકાકાર કવિતા લખી, અને પ્યુરીતન ટોલીવાલાઓના ઉમરાવો,
પ્રધાનો વગેરેની એવી તો સંખત રમુજી ઠેકડી કરીછે કે ઇંગ્રેજી
ભાષામાં ડરાઇડનની એ કવિતાના જેવી જહનુની ખાજી કોઇપણ
સતરો ભાગયેજ મલશે. સામી ટોલીવાલાઓપર આવા ટીકા કી-
ધાથી રાજા બહુ મગન થયો અને ડરાઇડનને ઘણી શાબાશી
આપી તેનું સાલ્યાનું વધારી આપ્યું. પણ રાજાના મરણ પછી
જે વખતે જેમસ રાજાને બરતરફ કરવામાં આવ્યો તે વખતે
પ્યુરીતન ટોલીવાલાઓ જોરમંદ હોવાથી, ડરાઇડનને દરબાર
માંથી હાંકી કાઢયો, અને એની જગાએ એના એક હરરતા દુ-
શમનને લાવી બેસાડયો. ડગઇડનને આથી ઘણો ક્રોધ ચઢયો.
તે એક ઉમરાવની છોકરી સાથ તરતનો પરણેલો હતો તેથી પો-
તાની આવી ભીખારી હાલત જોઇ બહુ મુઝાયો. હવે એણે
કલમ બમણાજોરથી કસવા માંડી, અને ઘણાએક પુસતકો જા-
તજાતની કવિતામાં છપાવી તથા કેટલાંકનો તરજુમો કરી બાહાર

પાડર્યા. આખરે આવી નબળી હાલતમાં ઇ૦ સં૦ ૧૭૦૦ ના સાલમાં એ મરણ પામ્યો. પોતાના સારા વખતમાં એ એક વિધવાન માણસની માફક જીંદગી ગુજારતો, તથા કઇ પણ જાહેર કામોમાં ભાગ લેતો હતો નહીં. સવારના સકારામા ઉઠી બપોરસુધી પોતાનાં પુસતકખાનામાં દીન ગુજારતો અને સાંજ પડતાંનેવાર Will's Coffeehouse ના પંકાયલાં તાવરનમાં મોટામોટા વિધવાન માણસોની સંઙમાં બીરાજતો હતો. એ વખતના તથા એની અગાઉના સર્વ લખનારાઓ અને વિધવાનો દારના મકાનોમાં તથા એવીજ બીજી કઢંગી જગાપર મંડલી ભરતાહતા. ડરાઇડનની કવિતા તેના જોર અને શુરને માટે પંકાયલી છે. ક્રોમવેલના મરણપર જોડેલી કવિતામાં તે આ લડવઇઆનો બીજાણ શકવીતું આ પ્રમાણે બ્યાન કરેછે.

For from all tempers he could service draw ;
  The worth of each, with its alloy, he knew,
And as the confident of nature saw
  How she complexions did divide and brew.

એની Medal નામની સખ્ત ટીકાકાર કવિતા કરતાં Absalom and Achitophel નું જહનુની કાવ્ય પુર શુરમાં દોડેછે. એમાં વીહીગ અથવા પ્યુરીતન ટોલીને જબરી હસી કાઢી છે. એક રાજાની બાલ્યાવસ્થામાં તેના કામ ચલાઉ પ્રધાનો તેને આડી રીતે ચાલવાને ફુસલાવેછે તથા બદ સલાહ આપી પોતાનું કામ કાઢી લે છે તેમનું ચીત્ર આપ્યું છે. હીબરૂઓના રાજા દેવીડના છોકરાની વારતાના આકારમાં આ વારતા લખી છે, અને એમાં બધાં કસરાયલ નામથી ઉમરાવોની પર ટીકા કીધાછે. સેફ્તસબરીના ઉમરાવનો ચીતાર ઘણો અસરકારક છે. તે રાજાનો પ્રધાન થઇને તેને ખરાબમાર્ગે લઇ જાયછે તેને માટે આવતાજમાનાના લોકો પણ તેને ગાલ દેશે એમ કવિ કહી જાયછે. છુપા કાવાદાવા કરવા તથા આડી સલાહ આપવી, એજ તેનું કામ છે ; તે દાનાવ અને ચાલાક છે તેથીજ નવા નવા ફાદા નાખવાને શકતીવાન થાય છે ; તે હમેશ બરકરાર રહેછે અને પોતાનું કહેલું પોતેજ ઉડાવે છે. આવી મોટી સતા તેના હાથમાં

છે તોપણ તે તેટલાંથી નાખુશ દેખાય છે; આબરૂ ઇજત
ઓહવાની મુદલ તે પરવા રાખતો નથી. દીલમાં સમાય તે કરતાં
વધારે જહનુન અને તોર રાખી ફરેછે; ભયના વખતમાં તે
બાહાદુર અને ખુશાલ દેખાય છે તથા હાથે કરીને તેમાં ઉ-
પજાવે છે પણ સલાહ સંપજના વખતમાં તે રાજ ચલાવવાને
મુદલ લાયક નથી; સામો પોતાની અકલ દેખાડવાને ખાતર
મવનું દોહોડ કરી નહી હોતા ખાડામાં નાખેછે. વળી કવિ
કહેછે કે ઘણીજ અકલ ધરાવનારા માણસો ઘેલા જેવા દેખા-
યછે, અને એવા દોહોડ ચતુરો અને ઘેલાઓ વચે માત્ર એક
પાતલા દોરા જેટલો ફરક હોયછે. જો એ પ્રમાણે એ અરધો
ગયલો ન હોય તો શું કામ પોતાના જીવને સુખાપામા વખતમાં
દોલત અને માન મગતો મેલવ્યા છતાં આશાએશ આપતો
નથી? જો અરધો ગયલો ન હોય તો શું કામ જે માણસ
એને ન પસંદ પડે તેનીપર વેર લેવા ઉતરી પડેછે? શું કામ
કિર્તી ખાતવા ખાતર જીવડાઓનો ભોગ આપેછે? અને
એક બે-પગમા આણઘડ જેવા છોકરાને પોતાનો વારસો આપવા
ખાતર આટલી બધી દરદેશીને જંજાલમાં એ પડેછે, ત્યારે અ-
રધો ગયલો નહીં તો શું?

Of these the false Achitophel was first,
A name to all succeeding ages curst;
For close designs, and crooked counsels fit,
Sagacious, bold and turbulent of wit;
Restless, unfix'd in principles and place,
In power unpleas'd, impatient of disgrace;
A fiery soul which working out its way,
Fretted the pigmy body to decay,
And o'er-inform'd the tenement of clay.
A daring pilot in extremity;
Pleased with the danger, when the waves went high
He sought the storms; but for a calm unfit,
Would steer too nigh the sands to show his wit.
Great wits are sure to madness near allied,
And thin partitions do their bounds divide;

Else, why should he, with wealth and honour blest,
Refuse his age the needful hours of rest?
Punish a body which he could not please,
Bankrupt of life and prodigal of ease?
And all to leave, what with his toil he won,
To that unfeathered, two legged thing, a son?

Religio Laici નામના કાવ્યમાં એ પ્યુરીટન પંથપર ઘણોક શક નાખેછે, અને તેથીજ પોતે સામી ટોલીવાળાઓના પંથમાં વળતો ગયલો જણાયછે. Hind and Panther નામનું એનુ કાવ્ય શુંદર છે. એ પણ એના ધર્મને લગતી બાબદપર લખેલુંછે. એની બેટબાજી સીસી અને નરમછે. બ્રુમેટ તથા બરનેટ નામે ફ્રેન્ચ તથા ઇંગ્રેજી પાદરીઓ હરણી અને વાઘણના પરદા હેઠલ ભરાઇને વાતચીત ચલાવતા આ કાવ્યમાં કવિ દેખાડેછે. એમાં બંને પંથોના ચીત્ર કવિની કલમથી તેજ પામ્યાં છે.

A milk-white Hind, immortal and unchang'd,
Fed on the lawns, and in the forest rang'd;
Without unspotted, innocent within,
She feared no danger, for she knew no sin;
Yet had she oft been chased with horns and hounds,
And scythian shafts; was often forced to fly,
And doomed to death, though fated not to die.
The Panther, sure the noblest next to Hind,
And fairest creature of the spotted kind;
Ah, could her inborn stains be washed away,
She were too good to be a beast of prey!
How can I praise or blame and not offend,
Or how divide the frailty from the friend?
Her faults and virtues lie so mix'd, that she
Not wholly stands condemn'd, nor wholly free.

ડરાઇડને ઉપલાં લખાણો વગેરે ઇટાલીના નામીચા વરજીલ કવિના "ઇનીડ" કાવ્યનો ઇંગ્રેજીમાં તરજુમો છપાવ્યો છે, તથા ઓવીડ અને બિકિસીપોના પસ્કી ગીતોનો પણ તરજુમો કીધોછે.

ડરાઇડને કેટલાક નાટકો પણ આગલ જણાવ્યા પ્રમાણે લખ્યા છે, પણ તે સર્વ જીવ દમ વગરના છે. કેટલાક એલાની ભાષા પણ ગલીચ છે. એ નાટકો ન લખતે તોપણ ચાલતે કેમકે એથી કઇ એના કવિના દરજ્જામાં ઉમેરો થાતો નથી. બે નાટકો તો હીંદુસ્થાનની વીગતોપર જોડેલા છે. The Indian Queen અથવા હીંદુસ્થાનની રાણી અને Aurungzebe અથવા રાજા ઓરંગઝીબની કથાને નામે બંને એલો ઓલખાય છે. એમાં વાતો તાણી તોડીને ઉપજાવી કાઢી છે તેથી આપણને કઇ ગમત મલતી નથી. ડરાઇડન કવિ નીચલી સતરો લખી ગયોછે તેમાં પોતાના દેશના મીલતન કવિને એણે મોટું માન આપ્યું છે. તે લખેછે કે આ દુન્યાની અંદર હજારો હજારો વરસોને અંતરે માત્ર ત્રણ માહાન કવિઓ થઇ ગયાછે, જેમના લખાણથી તેમના દેશને શોભા મલેછે. યુનાન દેશનો હોમર કવિ પોતાના ઉંડા અને બોહલા વીચારોને માટે જાણીતો છે; ઇટાલીયન કવિ વરજીલ તેની, દબદબા ભરેલી કવિતાને માટે માન પામેછે; પણ ઇંગ્રેજી કવિ મીલતન તો આ બંને બાબદોમાં સરસાઇ ભોગવે છે તેથીજ તેનું નામ પંકાયલું છે. કુદરત કઇ પોતાની શક્તિ ઉપરાંત બજાવી શકે નહી તેથી ત્રીજા કવિને ઘડતી વખત આગલા બંને કવિઓના ગુણો તેમાં ભેલવીને આ પ્રાણીમાતાએ તેને સંપુર્ણ રૂપ આપ્યુંછે.

[illegible]
[illegible]
[illegible]
The next in majesty; in both the last.
The force of nature could no further go;
To make a third, she joined the other two.

---

## પ્રકરણ ૧૬ મું.

Alexander Pope ઈ૦ સ૦ ૧૬૮૮ના સાલમાં લંડન શેહેરમાં જન્મયો હતો. એનો બાપ કાપડનો વેપાર કરતો હતો

અને કાંપોલીક પંથપર બંને બાપ દીકરા ઘણા ચુસ્ત હતા. વીલી-
યમ અને મેરીની નવી રાજકારકીરદીને તેઓ તેથી બહુ ધીક્કારતા
હતા. નજદીક બે લાખ રૂપીયાનો નફો એકઠો કરયા પછી એના
બાપે વેપારમાંથી ભાગ કાઢી નાખ્યો, અને દુરના ગામમાં જ-
મીન લઇ એકાંતવાસ જીંદગી ગુજારવા લાગો. પૈસાદાર હોવાથી
તે પોતાના દીકરાને સારી કેલવણી આપી શકયો. જો કે પોપ
અસલતો ગરીબ માબાપનો દીકરો હતો પણ કાવ્ય દેવીએ એ-
નીપર નાનપણથીજ ઉપકાર કરયો. જયારે બારવરસનો હતો ત્યારે
એકાંતવાસપર એણે ગજલ જોડી જેની બૈંતબાજી અને વીચારો
કવિની નાની ઉમર તરફ જોતાં• ઠીકછે. એના બાપે એને કઇ
પણ ચાકરી ધંધે ચોકલવાનો ઇરાદો રાખ્યો નં હતો તેથી એ
ગમેતેમ દહાડા ગુજારવા લાગ્યો. એ કવિ પોતે લખી ગયોછે
કે જયારે તે નાદાન હતો ત્યારથીજ એના મનમાં કવિતાના બહુ
ઉભરા આવતા હતા.

As yet a child, nor yet a fool to fame,
I lisp'd in numbers for the numbers came.

ડરાઇડનની રીત પ્રમાંણે એ કવિતા જોડી ગયોછે તેથી
એને ઘણાક લખનારાઓ ડરાઇડનનો ચેલો કરી કહેછે. એણે
પંદર વરસની ઉમરે તો યુનાની કવિ સ્તેશીયસના એક કાવ્યનો
તથા ઇટાલ્યન કવિ ઓવીડની કલમથી જોડાયલી એક માશુકના
વીલાપનો મધુર બૈતબાજીમાં અંગ્રેજીમાં તરજુમો છપાવ્યો. વીસ
વરસનો થયો ત્યારે તો Essay on Criticism અથવા નુક-
તેચીનીપર કવિતા રચી રસાલો પ્રગટ કરયો. કોઇપણ અંગ્રેજી
કવી એટલી ટુંક ઉમરે આ કવિતાના જેવું શુભ અને સુદ્ધ વી-
ચારોથી ભરપુર કાવ્ય લખી ગયો નથી. ત્રેવીસ વરસની વયે
Messiah અથવા ઇસુખ્રીસ્તની અવસતાના સુખનોથી શણગા-
રેલી એક કવિતા એણે જોડી. એ વખતે એનાજ આપની એક
જુવાન છોકરી સાથ લગન કરવાને એ તૈયાર હતો પણ તે છો-
કરીનાં સગાંવાહલાંએ વચે પડી આવા નબળા અને ગરીબ કવિ
સાથ પરણવી તેણીને અટકાવી., પોપ કવિ આંગે ઠીંગણો અને
દીલે ઘણોજ સુરદાલ દેખાતો હતો. પેલી છોકરીએ કોઇપણ બીજા

સાથ પરણુવાની ના પાડવાથી તેણીને મઠમાં જવું પડ્યું. જ્યાં પોતાના આશકના ગમમાં તેણી મરણ પામી. એની માશુકનાં આવાં કંગાલ મરણુપર (Elegy on a Lady) કવિએ ઘણીજ શોકાતુર અને દયા ઉપજાવે. એવી કવિતા જોડી બાહાર પાડી. તેના મનપર તેણીથી કેટલી અસર થઇ હતી તે આ વાંચવાથી જણાશે. એજ અરસામાં "બાલચોર" (Rape of the Lock) નામની એની રંગીલી કવિતા પ્રગટ થઇ. રાજા અને રાણીના મેહલમાં ઘણાક નામચીનો સીવાય તેમની ખીદમતમાં Arabella Fermor નામે એક જુવાન 'કુવરી તથા Lord Petre નામે ઉમરાવ રેહેતાં હતા. તેમને એકમેકની સાથ હસવા બોલવાનો વેહવાર હોવાથી એક દીને પેલા ઉમરાવે આરાબેલાની આંખ ચોરાવીને તેણીના ચલકતા બાલોમાંથી એક ઝુલફું કાપી લીધું. પેલી અબલા તેને આવી રીતની છુટ લેતાં જોઇને તેની સાંમે ઘણી ખફા થઇ અને એમના બંને કુટુંબો વચે મીના કેસો થયો. આ કજીઓ ભાંજી નાખવા ખાતર અને બંને કુટુંબો વચે સલાહ કરવા માટે પોપે આ કવિતા જોડીછે. એમાં એટલી રમુજ સમાવીછે કે હસવાના ભાવ પડેછે. પોપ પોતાની નેમમાં ફાવ્યો અને બંને ખાનદાનવચે પાછી મીત્રાચારી થઇ. એ વગેરે એણે બીજી ઘણીક પરચુટણ કવિતાઓ જોડીછે, પણ એની Satires અથવા જબરી ટીકાકાર કવિતાથી એનું નામ જાણીતું થયલુંછે. આ નામીચા કવિના ઘણા દુશમનો હતા, તેઓ એને બહુ વગોવતા હતા અને કેટલીક વાર તો એને મારવાને પણ ઉસકેરાયા હતા તેથી કંટાલીને પાંચ ચાર ભાગોમાં તેમનીપર એટલા તો સખત ટીકા કીધા અને તેમને એવાતો નીચા પાડયા કે ફરીથી કોઇએ એનું નામ પણ લીધું નહી. માંણુસની હાલત પર લખેલો રસાલો (Essay on Man). તથા કીર્તીનું મંદીર (Temple of Fame) નાંમના બંને કાવ્યો પણ ઉતકૃષ્ટ વિચારોથી તથા તેજસ્વી ફકરાઓથી ભરપુર છે. એના સર્વ લખાણ કરતા હોમરના "ઇલીયડનો" ઇંગ્રેજી તરજુમો સારો ટેક જાલવેછે. જોકે લખવાને એને પાંચ વરસ લાગયાં, પણ એ તરજુમાથી એને સારી કમાણી થઇ. એ પોતાની નોંધમાં લખી

ગયોછે કે કોઇ કોઇ વારતો સવારનાં ઉઠતાંનીવાર મંડી જતો, અને કોઇવાર ઘોડાપર ફરવા જતાં રસ્તામાં સો બસો લીટીઓ જોડતો હતો. એના વિધવાન મીત્રો જેવાકે લારડ બોલીંગબ્રોક, લારડ હાલીફાકસ, એડીસન, સ્વીફ્ત, સર રીચરડ ગારથ, સ્તીલ વગેરે સાથ એને સારી મીત્રાચારી હતી, અને તેઓ એને સરકાર તરફથી પગાર અપાવવાને ઘણા ખંતી હતા. પણ એ રોમન કાથોલીક હોવાથી રાજારાણીને ધીકારતો હતો અને તેમનો ગુસારો ખાવાને સાફ ના પાડતો હતો વળી એના બાપની પુંજી એને બસ હતી અને પોતેપણ સારૂ નાણું મેલવ્યું હતું તેથી કોઇના આસરાની એને ગરજ રહી નહી. પોતે એબ્બો કુવારી તથા એકાંત જીંદગી ગુજારી ઇ૦ સ૦ ૧૭૪૪ માં સતાવન વરસની વયે મરણ પામ્યો. એને જ્યારે પણ ઉમરાવોને ત્યાં ખાણાપર બોલાવવામાં આવતો હતો ત્યારે એના નીંગણા કદને લીધે એને વાસ્તે ખાશ ઉંચી ખુરસી ગોઠવવામાં આવતી હતી.

તેની એકાંત અને મધ્યમ જીંદગીને માટે તે નીચલી સતરો લખી ગયો છે.

* * * * * I live and thrive
Indebted to no prince or peer alive.

એની મતલબ, એવી છે કે કોઇપણ રાજા અથવા ઉમરાવની ખુશામત કરી અથવા તેનો ઓશીયાલો રહી તે જીંદગી ગુજારતો નથી, પણ આપશકિત અને મેહેનતથીજ સુખ અને આરામ પામ્યોછે. આજના વખતમાં કેટલા ગરીબો એજ પ્રમાણે બોલી શકશે ?

In moderation placing all my glory,
While Tories call me Whig, and Whigs a Tory.

મધ્યમપણામાં રેહીને તે કિર્તીવાન લેખાય છે, કેમકે દરેક ટોલીવાલા એને તેમની સંફનો ગણેછે.

Popist or Protestant, or both between,
Like good Erasmus in an honest mean

એવી રીતે તે રહેછે કે કોઇને માલમ એ પડતું નથી કે તે કાથોલીક છે કે પ્રોટેસતંટ છે.

ઇંગ્રેજી ભાષામા જ્યારે શેક્સપીયર તેની બોહલી નુકતે-ચીની માટે, મીલતન તેની બુલંદ કવિતાને માટે, ને ડ્રાઇડન તેના જોરમંદ લખાણને માટે વખાણાયલા છે, ત્યારે પોપ કવિ તેની મધુર બેતબાજી માટે સુરસ ગણાયછે એની કવિતા એક બે પાહાડની વચ્ચે વેહતા ધીમા નાલાની પેઠે વગર અવાજ કરવે સરસર નાજુક નાદમા ગવાઇ શકાય છે કોઇપણ ખરભરો અ-વાજ અથવા કડણ બોલ અથવા શુર વગરનો શબ્દ મલી આ-વશે નહી એની કવિતા તેથીજ ચોખા મધ જેવી નીતરી અને મીઠી લખાય છે વલી એની કવિતામા નવા નવા વિચારો તથા ઉમદા અને કનપીત શણગારો તરેહવાર આકારમા ગોઠવવામા આ યાછે The Rape of the Lock કુન્યામા ઘણીજ રસીલી અને ચમતકારીક કવિતા ગણાયછે એમા એક નજીવી બાબદને ફેરલી ચડતી બનાવીછે તથા કવિની કલ્પના કેવી ઝડકથી આકાશ અને પવનના પરીયાને ઉપર જણાવેલી આગમેનાને શીખામણ આપના તથા તેણીના બદનપર ચોકસી રાખવા બોલાવેછે તે બહુ ગમત આપેછે જે દહાડે પેના ઉમરાવે તેણીના બાલ કાપી લીધા તે દહાડે તેણી કેવી ખરેગાટ થઇને દરબારમા બીરાજી હતી તેનો ચીતાર કવિની કાબેલ શક્તિએ આબેહુબ આપ્યોછે કવિ લખેછે કે પોશાક પેહેરવાના ઓરડાનુ બારણુ ઉઘાડતાજ તમને રૂપાના તરેહવાર વાસણો ગોઠવેલા નજરે આવેછે પેહે લાતો સફેદ ઘાઘરો પેહેરી તેણી બાલને સાફ કરવા તથા તેલ લેગાડવા મડી જાયછે, અને મોહડુ કેવુ દેખાય છે તે જોવા માટે ઘડી ઘડી આરસીમા ડોકયા કરતી જાયછે, તથા વલી તેણી આકાશની પરી જેવી દેખાયછે એમ સમજી મનકાયછે ત્યારપછી દાસી આવીને લેબાશ પેહેરાવેછે પેતી ઉઘાડતાજ તરેહવાર ચીજો તેણીના સણગાર માટે રાખેલી જોવામા આવેછે એક ડાબડા માથી હીંદુસ્થાનથી ખાસ મગાવેલા હીરામોતી કાઢી તેણીને પેહેરાવેછે, બીજા ડાબડામાથી અરબસ્તાનથી મગાવેલી ખાસ ખુશબો તેનીના બદનપર છાંટે છે, તથા કચકડા અને હાથીદાતની કાસકીથી તેણીના બાલ હોરેછે. વલી હારબંધ ટાચણીઓ તે ણીના ઝભામા ખોસેછે, અને જાતજાતના રંગથી તેણીના મુખ

વાને ઝુલવી, પસવારી અથવા કોઈ આડો હોય તો રંગ પુરી, ગોલાબ જેવો બનાવેછે. પેલી શુંદર નારી આટલા બધા સણગારથી દીપતી જાયછે, અને હાથ પગ તાણી તતરાથી સર્વ બરાબર હોય તો મોહડું મલકાવી હસેછે, અને જે લોકોની બનાવટ અને મેહેનતથી તેણી સણગારઈ રહીછે તેમનો ઉપકાર માનવાને બદલે તેણી દાસીને ચંચલાઈ માટે શાબાશી આપેછે. વલી પેલી આકાશની પરીઓ એકદમ ચપાચપ તેણીની મોહેમાં, બાલમાં, ચાધરામાં ઘુસી જાયછે અને એ સઘલા શણગારોની જાલવણી કરેછે. જે દેશીઓ ન જાણતા હોય તેમને મદમો કેમ ખુબસુરત બની ચાલવા બંદરપર બીરાજે છે તેનો આ ચીતાર પસંદ પડશે.

And now unveil'd, the toilet stands display'd,
Each silver vase in mystic order laid.
First, rob'd in white, the nymph intent adores,
With head uncover'd the cosmetic powers.
A heavenly image in the glass appears.
To that she bends; to that her eyes she rears.
The inferior priestess, at her altar's side,
Trembling begins the sacred rites of pride.
Unnumber'd treasures ope at once, and here,
The various offerings of the world appear.
From each she nicely culls, with curious toil,
And decks the goddess with the glittering spoil.
This casket India's glowing gems unlocks,
And all Arabia breathes from yonder box.
The tortoise here and elephant unite,
Transform'd to combs, the speckled and the white.
Here files of pins extend their shining rows,
Puffs, powders, patches, bibles, billet-doux.
Now, awful beauty puts on all its arms;
The fair each moment rises in her charms,
Repairs her smiles, awakens every grace,
And calls forth all the wonders of her face;
Sees by degrees a purer blush arise,
And keener lightenings quicken in her eyes;

The busy sylphs surround their darling care,
These set the head, and those divide the hair;
Some fold the sleeve while others plait the gown;
And Betty 's prais'd for labours not her own.

ઇલાઇસા અને એબીલારડના પ્યારનો કીસ્સો ઘણો ગમ ઉપજાવેછે. બંને વચ્ચે મજબુત પ્યારનો ગાંઠ બંધાયલો હતો, પણ તેમના માબાપના ફરમાનથી તેઓ એકમેક સાથ સુખ ભોગવવા પામ્યાં નહી, અને આખરે મરદ સાધુ થયો તથા ઓરતે જોગણ બની મઠમાં જઇને રહયાં. માયા અને મોહબત એકમેકનીપર કેવી અસર કરેછે તે આ કવિતામાં જોવામાં આવશે.

Essay on Man ની કવિતામાં માણસનું ગુમાન તોડી તેને આ દુન્યામાં ખોદાએ જે હાલતે પુગાડયો હોય તેજ હાલતે રેહેવાને કવિ ભલામણ કરેછે. આ રસાલામાં ઘણીક નશીયત દીધી છે અને ફીલસુફીના કલામો દાખલ કીધા છે. કવિતા લખવા પ્રમાણે માત્ર કુદરત કઇજ નહી પણ ખોદાની એક ગેબી શકિત છે; નસીબ પણ તેનો અણદીઠ હોકમ છે; સલાહ સંપજના કાયદા ન સમજવાથી આ જગતમાં કલેશ થાયછે; કોઇનું બુરૂં થાયછે તે પણ દુન્યાનાં સારાં શીરે હશે; તથા મગરૂબ માણસોની તાણાતાણીને તથા કમ અકલોની હુલરાઇને ધીકારી કાઢી કવિ હીમતથી કહેછે કે જે સર્વ બન્યું છે અને બનેછે તે બરાબર અને અનુસરતુંજ છે.

All nature is but art, unknown to thee;
All chance, direction which thou canst not see;
All discord, harmony not understood;
All partial evil, universal good;
And, spite of pride, in erring reason's spite,
One truth is clear, WHATEVER IS, IS RIGHT.

Moral Essays અથવા નશીયતરૂપી રસાલાઓ ચાર ભાગમાં વેહેંચાયલા છે. પેહેલા ભાગમાં માણસોનું માન તથા જે જે ખ્વાસના માણસો જાહેર થયાં છે તેમનું ટુંક બયાન આપ્યું છે. બીજા ભાગમાં બૈરાંઓના ગુણ અવગુણપર ટીકા કીધાછે. એમાં (Duchess of Marlborough) મારલબરોની ઉમરાવજાદીના કાંતાનો ચીતાર બહુ રમુજી છે.

But what are these to great Alossa's mind?
Scarce once herself, by turns all womankind.

ત્રીજા તથા ચોથા ભાગમાં દોલતનો કેમ ઉપયોગ કરવો, તથા લોકો સુરખાઈ દેગાઈ કરી દોલત મેલવેછે અને તેનો ગેરઉપયોગ કરેછે, તે વીશે સમજાવ્યુંછે. એ સર્વ ભાગોમાં એના વખતની ચાલચલગતેોપર કવિએ સખત ટીકા કીધીછે. Essay on Criticism માં કવિ પુર જોરથી કવિતાના તથા નુકતેચીનીના કાયદા સમજાવેછે. આ કાવ્ય દખદખાવાલું છે. Windsor Forest તથા Temple of Fame નાં વર્ણનરૂપી કાવ્યો લંબાન સગગતથી ભરપુર છે. પેહેલી કવિતામાં થેમસ નદીનો દેખાવ વીસતાર્યોછે. બીજીમાં સર્વ કવિઓની તપાસ તથા જાખજા તારીફ ગાઈ હોમર કવિને સર્વથી ચડીયાતો લખ્યો છે. January and May અથવા ઘરડાના જુવાનસે લગનની વારતા ઘણી રમુજી છે. એ કાવ્યમાં એક ઘરડો વેપારી સાઠ વરસનો થયો ત્યારે કામ ધંધાથી ફારેગ થઈને એક જુવાન સ્ત્રી સાથ લગન કરવાનો ઠરાવ કરેછે; તેની પાસ ઘણા પૈસા હોવાથી કુમારી છોકરીનાં માબાપો તો તેનીપર તુટી પડવા લાગાં. સર્વની બરાબર તપાસ કરીને આખરે એક સતર વરસની જુવાન કન્યાને પસંદ કીધી. પણ કંઈપણ કબુલાત કર્યા અગાઉ તેણે પોતાના મીત્રોની એક ખાશ સભા બોલાવી પોતાનો લગન કરવાનો ઠરાવ તેમને કહી સંભલાવ્યો, અને તેમની મસલત માંગી. એકજ મીત્ર જેનીપર બાયડીનું દુઃખ પડયું હતું તેણે આ વાતથી હાથ ઉઠાવવાની સલાહ આપી; બાકી સર્વ જણાતો બુઢ્ઢાનો વીચાર પસંદ કરી ઉઠયા, અને "આપ સર્વ વાતમાં ડાહયા અને બોજરૈગ છો" એવી તકરાર કરી રૂખસદ પામ્યા. પેલા બુઢ્ઢાએ તો ધુમધામથી લગન કીધાં અને બૈરીને ઘરમાં લાવ્યો. થોડાક મહીના ખુશખુશાલીમાં કાઢયાપછી પેલા વેપારીને તો આંખે અંધાપો આવ્યો, અને આસપાસનું કંઈપણ તે જોઈ શકતો ન હતો. આથી તે ઘણો દુઃખ પામતો અને બૈરીને તો હવે જરાએ વીહીલી મુકતો નહી. તેણી જ્યાં જાય ત્યાં પેલો પણ સાથે પાંખડી વળગી જતો, અને તેણીને પોતાની સોડેથી ખસે

હતો નહી. આ વેપારીનો એક ચપરખંદો અને સોહવામણો કારભારી હતો, જે પેલી કન્યા સાથ પરણવાને ઉમેદ રાખતો હતો, પણ જ્યારે તેનો શેઠ તેણીને પરણી લાવ્યો તે દીનથી તે ઘણોંજ મુંઝાવા લાગો, અને દલગીરીનો મારયો આજારી પડયો. પેલી છોકરીતો પામી ગઇ પણ તેણાથી કંઈ બોલીચાલી શકાતું નહી. એક દહાડે પેલા બુઢ્ઢાની ફરમાસથી તેઓ બંને જણા પોતાના આ કારભારીની જાતે ખબર લેવા ગયાં. પેલો કારભારીતો આ છોકરીને જોઇને હોશયાર થયો અને એક કાગજ તેણીના હાથમાં આપ્યું. આ કાગજમાં તેના પયારની સર્વ હકીકત લખી હતી. પેલી છોકરીએ દયા લાવી તેને ચોકસ વાયદો દીધો અને પછી બંને માટીઐર પાંખડી વલગી ચાલ્યાં. બીજે દહાડે જ્યારે પેલો બુઢ્ઢો વાડીમાં ફરવા ગયો ત્યારે પોતાની બૈરીને વાડીનું બાગણું ઉઘાડવા કુચી આપી, કેમકે તેને તો કઇ દેખાતું નહતું. પેલો કારભારી પછવાડે આ વખતે આસ્તેઆસ્તે આવ્યાથી પેંલીએ અસારતથી તેને અંદર દાખલ કીધો અને એક પેરના ઝાડપર ચડી બેસવા ફરમાવ્યું. પેલાં બંને માટીઐર ફરતાં ફરતાં વાડીમાંની પેરડી આગલ આવી પુગાં, ત્યારે પેલી બૈરીએ ઘણોજ હરખ દેખાડી ઝાડપરથી પેર તોડી ખાવાની ખુશી જણાવી. પેલો વૃરતો આંખે અપંગ હોવાથી તેનેથી કંઇ પાડી શકાય નહી, તેથી ખાંધ આપી તેણીને ઝાડપર ચડાવી પેર પાડવા ફરમાવ્યું. પેલીતો વેહલી વેહલી ચડી જઇ કારભારી સાથ ગેલમાં ઉતરી. હવે સંજોગ એવો બન્યો કે એજ વખતે આકાશી પરીઓના રાજા રાણી પણ આ વાડીમાં સેલગાહે ઉતરી પડયાં હતાં, તેથી તેમની વચે કંઇ ટંટો થયાથી પેલા રાજાએ ઓરતજાત કેવી ખરાબછે તેવીશે પેલી બૈરીતરફ અસાગ્ત કરીને પોતાની રાણીપર ધીકાર નાખ્યો. પણ તેણીબી વલી પરીઓનીજ રાણી હતી તેથી જાદુઇ કામમાં માહેતગાર હોવાથી રાજાને ઉત્તર વાલ્યોકે તેણી આ બાયડીને (જો તે તેણીની એબ ઉઘાડી પાડશેતો) કઇ બાહાનું કાડવાને શીખવશે. રાજાને હુજજત લાગવાથી તેણે તો પોતાનાં જાદુના જોરથી પેલો બુઢ્ઢો (જે બાયડી પેર તોડતી હશે એવા વમાસણમાં ઉભો હતો) તેની આંખોમાં એજગબી ઉજરડું લાવી

મેહ્યું. જેવું તેની આંખોમાં અજવાલુ પડયું કે તેવુંજ તેણે ઉપર ડોકું કરી જોયું અને દેખાવ જોઇને જાણુ પટકવા લાગો તથા હજારો હજાર હાય મારવા લાગો. પેલી પેરડીપર બેઠી બેઠી જવાબ વાલતી કે તેણીએ મેહેનત કરી આ અજવાલુ તેની આંખમાં આણ્યું તેનો શું તે આટલી બધી ગાલો દઇ પાર વાલેછે કે ? આવા બોલવાથી પેલો તો વધારે રીસે ભરાયો અને તેણીની મેહનતપર લ્યાનત તથા ફીતકાર નાખવા લાગો. એવામાં પેલો કારભારીતો સતી ગયો અને પેલી બાયડી આસ્તે રહીને હેઠલ ઉતરી વરને સમજાવા લાગી કે, એતો ઘણેક મહીને તેની આંખમાં અજવાલું પડયું તેથી તેને કઇ ન બની શકે એવું ઝાંખું દેખાયું હશે. વલી તેણી પુછવા લાગી કે હવે તેને બરાબર દેખાયછે કે નહી ? નર શું અને વાત શુ તેણીતો કઇ જાણતીએ નથી. એ પ્રમાણે તેને ફુસલાવી પતાવીને ઘરમાં લઇ ગઇ અને પેલો અધો વર તેણીના મીઠા બોલાને આધીન થઇને કંઇજ ન બન્યું હોય તેમ દીન ગુજારવા લાગો. આ કાવ્યમા પોપે લખવામાં ઘણી છુટ લીધીછે અને ઘણું બેઅંદાજસર બેહેકયોછે, તો પણ એમાં જે ચાનાક સમાવીછે, તેનો બુઢ્ઢા લોકો, જેઓ આજકાલ પુનરવીવાહ કરવાને બદલે જુવાન કુમારીકા વરવાને ઘણાં શોખીન દેખાયછે, તેઓ લાભ લેશે એવી આશાથી એનું રસીલું વર્ણન આપ્યુંછે.

પોપની કેટલીક લીટીઓ આજ દીન સુધી કેહેવત તરીકે વપરાયછે તે જાણવા જોગ છે.

The proper study of mankind is man

માણસોએ એકમેકની ચાલચલતપરથીજ શીખવું જોઇએછે.

Worth makes the man, the want of it the fellow,
The rest is all but leather and prunello;

જેમ જીવ માણસની હૈયાતી કાયમ રાખેછે, અને જીવ વગર જેમ આપણું બદન ખાલી ખોખાં જેવું છે, તેજ પ્રમાણે આ દુન્યામાં લાયકીથીજ માણસ માન પામેછે, અને લાયકી વગર તેનું જીવતર નકામું છે.

An honest man 's the noblest work of God

ખોદાએ જે ઉમદામાંઉમદા ચીજ પેદા કીધીછે તે એક નેક અને પ્રમાણીક માણસ છે.

A little learning is a dangerous thing
Drink deep or taste not the Peirean spring

થોડી કેળવણી લીધાથી સામી માણસની હાણી થાયછે, વિદ્યાના ઝગમાથી પીઓતો પુરેપુરુજ પીજો, નહીતો જરાએગાર ચાખવાની કોશિશ કરતાના

Be not the first by whom the new are tried,
Nor yet the last to lay the old aside

કઈ પણ નવી ફાશીન તમે પેહલા કાડતાના, તથા વળી જુની ફાશીન પણ છેલ્લા છોડતાના. (બધી ચીજમા મધ્યમપણુ વાપરવુ ફાયદાકારક છે)

'T is not the lip or eye we beauty call,
But the joint force and full result of all

તમારી આખ તેજ અથવા હોઠ પરવાના સરખા હોયતો તેથી કઈ તમે ખુબસુરત ગણાશો નહી, પણ તમારા મોહડાના એક સરખા વાટથીજ ખુબસુરતી લેખાયછે

Charms strike the sight, but merit wins the soul

ખુબસુરતીથી તો માત્ર આખજ રીઝેછે, પણ સદ્ગુણોતો હૈયુ હરી લેછે

To err is human, to forgive divine.

ભુલ કીધાથી માણસની ખસલતના, પણ ભુલ માફ કીધાથી તો ઓલાની ખસલતના, ગણાવેછો

Most women have no characters at all

ઘણીખરી સ્ત્રીઓ એકરંગી હોયછે

How loved how honoured once, avails thee not;
To whom related, or by whom begot,
A heap of dust alone remains of thee
T is all thou art and all the proud shall be

અરે માનવી! તારા મોત વખતે માબાપ ભાઈ બેન અથવા મીત્રોનો પ્યાર તને કઈ કામ લાગતો નથી, ગરીબનો છોકરો હોય કે શાહાજાદાનો સગો હોય પણ મોત આગળ સર્વે એક સરખુજ છે માત્ર માટીનો એક નાનો ઢગલો તુ બની જશે અને એજ માફક તવંગરો તથા ગુમાની માણસોમા પણ હાલ થશે

One self approving hour whole years outweighs
Of stupid starers and of loud huzzas

હજારો લોકો તમારીપર તાળીઓ વજાડે અથવા તમને માન આપે તેથી જે ખુશાલી તમને ઉપજેછે તેના કરતાં, તમારૂ ખાલેશ હૈયુ તમારા પોતાના કામો પસંદ કરી જે ખુશાલી તમને બખશેછે, તે વધારે પતીનછે.

Hope springs eternal in the human breast,
Man never is but always *to be* blest

જ્યા સુધી માણસની હૈયાતીછે ત્યા સુધી તેના દીનમાં આશાનો ઝરો વેહેછે એકએકનુ કલ્યાણકરવાની તમારી ફરજછે.

'Tis education forms the common mind,
Just as the twig is bent, the tree 's inclin'd

જેમ એક ઝાડની ડાખલી હીલવવાથી આખુ વૃક્ષ પણ હાલેછે તેમજ કેળવણી આપવાથી બચ્ચાના આખા શરીરમા ફેરફાર થાયછે

We think our fathers fools, so wise we grow,
Our wiser sons no doubt will think us so

જેમ તમે તમારા બાપદાદાના અક્કલવીચારો તથા અજમાસ પ્રમાણે ચાલતા નથી અને તેમને મુરખ ઠેરવી હસી કાઢોછો, તેમજ તમને તમારા બચ્ચાં પણ લેખશે,

એ વતરોગે એની સઘળી સુખ્યાત ટીકાકાર કવિતાઓ (Satires) અભ્યાસ કરવા જોગ છે.

---

## પ્રકરણ ૧૭મું.

પોપ કવિના વખતમા બીજા ઘણાક નાના કવિઓ થઇ ગયાછે નામીચો લખનાર એડીસન (Addison) તો એક પાદરીનો દીકરો હતો, અને સરકારના એક પ્રધાનની તેનીપર મેહરબાની થવાથી તેણે એને નોશાળમાથી ઉઠાડી મુકયો, અને જાહેર ખરચે દેશદેશ મુસાફરી કરવા મોકલયો એ વખતે મારલબરોએ ફ્રેન્ચ લોકોપર તરતનીજ જીત મેળવી હતી (Battle of Blenheim) તેથી એડીસને Campaign નામે તેની કિર્તીના વખાણ ગાવાએક કવિતા જોડી પ્રગટ કરી આ કવિતામા જે વઠરે એને

આસરો આપ્યો હતો તેજ વજીરને ઓદાના ફેરેસતા સાથ સરખા-વ્યોછે અને તેની આપલુસી કરીછે

So when an Angel, by divine command,
With rising tempests shakes a guilty land,
Such as of late o er pale Britannia past,
Calm and serene He drives the furious blast,
And, pleased the almighty orders to perform,
Rides in the whirlwind and directs the storm

એજ કવિનો "કેટો" નામે કરૂણારસ નાટક ઘણા જોર થી લખેલોછે પણ તે નાટક તખતાપર કરી દેખાડવા જેવો નથી.

ગે કવિ ( Gay )ગરીબ માબાપનો દીકરો હોવાથી ઘણો હારમારે થતો તે બચારાને મદદ કરનાર કોઇ હતુ નહી કેટ-લાક ઉમરાવોના આસગતલે તેણે છેલ્લા દહાડા ગુજારયા તે પણ પોપ કવિની મેરબાની તથા લાગવગથી હતુ એણે ઘણીખરી નશીહત રૂપી વારતાઓ ટુક કવિતાના દોહેરામા જોડાછે, તેથી એનુ નામ જગતમાં જાણીતુ થયું છે એણે બચપની વારતાઓને કવિતા રૂપ આપ્યુછે તેમાની કીડી અને તરકી વચેની વારતા બહુ રમુજી છે

In other men we faults can spy,
And blame the mote that dims their eye;
Each little speck and blemish find,
To our own stronger errors blind
A Turkey tired of common food,
Forsook the barn and sought the wood,
Behind her ran an infant train,
Collecting here and there a grain
" Draw near my birds !" the mother cries,
This hill delic ous fare supplies,
Behold the busy negro race,
See millions blacken all the place!
Fear not, like me with freedom eat,
An ant is most del ghtful meat.
How bless d, how envied were our life,
Could we but scape the poulterer s knife!

But man, curs'd man, on turkeys preys,
And christmas shortens all our days;
Sometimes with oysters we combine,
Sometimes assist the savoury chine;
From the low peasant to the lord,
The Turkey smokes on every board.
Sure men for gluttony are curs'd,
Of the seven deadly sins the worst!
An ant, who climb'd beyond her reach,
Thus answer'd from the neighbouring beach:
'Ere you remark another's sin,
Bid your own conscience look within;
Content thy more voracious bill,
Nor for a breakfast nations kill.

એમાં કવિનો મતલબ એવું સમજાવવાનો છે કે આપણી ખામીઓ અને ભુલચુક ભુલી જઇ આપણે બીજાની ખોડખાંપણો કાઢીએ છીએ તે સારૂ નહી. એજ પ્રમાણે એક તરકી પોતાનાં બચ્ચાં સાથે દરરોજ દાણા ખાવા ન પસંદ પડવાથી કોઠારમાંથી જંગલ ભણી ખોરાક શોધવા નીકલી. તેણીની નજર એક ટેકડીપર પડી જ્યાં જથાબંધ ઉદ્યોગી કીડીઓનું ટોલું મલ્યુ હતું. તેમની તરફ ઇસારત કરી પેલી તરકીએ બચ્ચાંને પૂર હુકમથી ભક્ષ કરવા ફરમાવ્યું, કાંયકે એ ખોરાક તેમની ચાંચને ઘણો સવાદીષ્ટ લાગો. વલી પેલી તરકીએ બચ્ચાં આગલ બલાપો કીધોકે જો મૂગરોશના હાથમાંથી તેમની જાત બચી જાય તો તેઓ કેવી ખુશાલ જીંદગી ગુજારે! પણ અફસોસ કે માણસ જાત તરકીને કપાવી ખાયછે, અને વલી નાતાલના દહાડાપર તો દરેક ગરીબ માણસ પણ તરકી કપાવેછે. કેટલીક વખત તેમને કાલુમાં પકાવે છે, તો કેટલીક વખત અમયો સેરવો કરી પીએછે! ખચીત માણસો પક્ષીઓનો આવી રીતે ભક્ષ કરેછે તેથી ખોદા તેમને મોટી સજા ફરમાવશે!

એ પ્રમાણે જ્યારે મા બચ્ચાં આગલ બીવાદ કરતી હતી તે એક કીડીએ સાંભલી, અને તરફાથી છેક આવી જઇને સામી કીનારીપરથી એ કીડીએ એવો જવાબ વાલ્યો કે "એ

તરફી, તું માણસોનો વાંક કાઢેછે તેની અગાઉ તું હમાર સખા નાથ વાલેછે તેનો તો કઇ વીચાર કર'!

The Beggar's Opera નો લોકપસંદ એલપણ ગે કવિનીજ કલમથી લખાયો છે.

પારનલ (Parnell) કવિની નાની કવિતામાં એક વેરાગી પર જોડેલી કવિતાની થોડીક સતરો અતરે ઉતારી લીધી છે. તેમાં એક એકાંતવાસમાં રેહેતા વેરાગીનું ચીત્ર આપ્યું છે. લીલ ચડેલા પથરપર તે સુનો હતો, અને પાહાડના નાના ગોફામાં રાત દહાડો એકલો કાઢતો હતો. ઝાડપાનપર ઉગતાં ફલ તે ખાતો તથા પાહાડી ઝરાનુંજ પાણી પણ પીતો હતો, અને ખોદાતાલાની બંદગી સીવાય તે બીજું કંઇપણ કામ આખો દહાડો કરતો નહીં.

> Far in a wild, unknown to public view,
> From age to age a reverend hermit grew;
> The moss his bed, the cave his humble cell,
> His food the fruits, his drink the Castle well,
> Remote from man, with God he passed his days,
> Pray'r all his business, all his pleasure praise.

વેલાતે દેશમાં સ્વીફ્તના જેવો ચાલાક અને તેજ ગ્રંથકરતા કોઇએ થયો નથી. જોકે એ પાદરી હતો તોપણ ધર્મના કામપરથી મન કાઢી એણે અગણીત પુસ્તકો અને ચોપાન્યાં પ્રગટ કરયાંછે. એની મશકરી કરવાની શકતીને કોઇએ ગ્રંથકાર પોંચી વળ્યો નથી. મશકરી કરવી, ટીકા કરવા, લોકોની ભદચાલ ઉઘાડી પાડવી, એજ એનો ધર્મ હતો. પ્રધાનોને બુમ પડાવવામાં એણે તનમનથી મેહેનત કીધી હતી. બૈરાંઓની સંગમાં પણ એ પુર પ્રકાશી નીકલતો. એના કોઇપણ લખાણનું પુસ્તક લઇ વાંચશો તો માલુમ પડશે કે તેમાં અનેક પ્રકારનો હાસ્ય રસ સમાવેલોછે. Drapier's Letters, Gulliver's Travels અને Tale of a Tub નામના ત્રણે પુસ્તકો તો રસુજના

ભંડાર છે. એણે કોઇપણ કાવ્ય લાંબુ જોડયું નથી. સર્વ ટુકાટુકા કડકામાં લખ્યાયલાંછે, પણ તેમાં જે અનુસરતી મશખરી સમાવી છે તે ઘણી ગમત આપેછે. વાલપોલ જેવા પ્રધાને એનેથી હાથ જોડયા હતા. એ બધાં લખાણો નનામાં પ્રગટ કરતો હતો. કેટલીક વખત તો એને પકડવાને બમે હજાર રૂપીયાનાં ધ્રતાઓ છપાવવાં હતાં, તથા એની લખેલી ચોપડીઓ -છાપનારાઓને દંડ આપવો પડતો હતો તથા બંદીખાનું ભોગવવું પડતું હતું, પણ એ સપડાતો નહીં. જ્યારે આયરલંડમાં લારડ હારલીનો અમલ ચાલતો હતો ત્યારે એ હમેશ નવાનના સોંગથી તથા મશખરી મજાખથી એ ઉમરાવને તથા તેની બાયડીને ખુબ ચીડવતો હતો. જો કે એ બુઢ્ઢાપાના વખતમાં ગાંડો બની ગયો પણ એની મશખરી કરવાની શક્તી ગઇ નહીં. બૈગંનીપર તે ઘણી રમુજી કવિતા લખી ગયો છે. ઉમરાવજાદીઓ તો એનેથી ડરતી હતી. એના ઘરની પાસે રેહેનારી પડોશણની એક છોકરીને એ દરરોજ શીખવવા જતો હતો. આ છોકરી જાતે ચંચલ અને મલતાવડા સ્વભાવની હતી તેથી સ્વીફ્તના કરતાં વધારે તેજ અને હુશયાર નીવડી. પણ તેણીની છાતીમાં તો સ્વીફ્તને માટે પ્યારનો આતશ સલગયો હતો તેથી સર્વેના માગાં પાછાં વાલતી હતી અને પોતાના શીક્ષક સાથજ વીવાહ કરવાને નકી ઠરાવ લઇ બેઠી. સ્વીફ્તે તેણીને ઘણી સમજાવીને પતાવી, પણ તેણીતો કંઇ સમજી નહીં. આખરે એણીને લીધે તેને ઘર છોડવું પડયું તોપણ તેણી મધુર કવિતા જોડી શીક્ષકની તારીફમાં મોકલાવતી. પણ સ્વીફ્તે તેણીનીપર સાફ ના લખ્યું કે પરણવાનો તેનો મુદલ ઇરાદો નથી. એ વતરોગે Cadennus and Vanessa નામે કવિતા જોડી કેટલાક નશીયતના સુખનો લખી મોકલ્યા, અને તેણીની સાથ પત્ર વેહવાર બંધ પાડયો. પણ એજ વખતે એક બીજી છોકરીનું મન પણ તેનીપર દોડયું હતું. સ્વીફ્તની ચાલાકી તથા હોશયારી જોઇ તેણી એનીપર માહીત પડી. સ્વીફ્તે એણીને પણ ઘણું સમજાવ્યું પણ આ છોકરી પણ સમજી નહી. તેણી ઘર ખાલી કરી એક સગી સાથ સ્વીફ્તના ઘર આગલ જઇ રહી અને એના ઘરમાં દરરોજ જતી હતી. આખરે

બંને કુટુંબો સમજુતી કરી સ્વીફ્તના ઘરમાં સાપે ઘર માંડીને રહ્યાં, અને આ છોકરી સ્વીફ્તના ઘરનો સઘલો વેહેવાર ચલાવતી થઇ. જયારે એ પ્રમાણે તેણીની ઉમર ચાલીસ વરસની થઇ અને સ્વીફ્ત પંચાવન વરસનો થયો ત્યારે બંને જણાંએ છુપાં લગન કીધાં. આ વાત જયારે પેલી સ્વીફ્તને હાથ હેઠલ શીખેલી છોકરીને માલમ પડી ત્યારે તેણીએ જબરો ગમ ખાધો અને થોડા વખતમાં મોતને આધીન થઇ. આ સ્ત્રીને વાસ્તે સ્વીફ્ત ઘણાક ઇસારા લખી ગયોછે તે એનું ચોપાન્યું નામે Journal to Stella અથવા પોતાની પરણી બૈરીપર લખેલાં કાગજો વાંચવાથી જણાશે. સ્વીફ્તને વાસ્તે એવું કેહેવામાં આવેછે કે આ Stella સાથ જો કે એ પરણ્યો હતો તોપણ કોઈ ત્રીજું માંણસ આગલ ન હોય તો એ તેણીની સાથ વાત પણ ન કરતો, પણ સર્વ વેહવાર કાગજ પત્રથી ચલાવતો હતો. જો કે Stella તેના ઘરમાં સતર વરસ સુધી તો પાલક તરીકે રહી અને એ સતર વરસના નવ વરસ સુધી એની બૈરી દાખલ ગણાતી હતી, તો પણ એણે તેણીની સાથ કઇ પણ વેહવાર ન રાખવાથી કેટલાક લખનારાઓ અજાયબી બતાવી ગયાછે. Drapier's Letters માં વાલપોલ જેવા પ્રધાનના દગાફટકા એણે ઉઘાડા પાડયા હતા, તથા આયરલંડ દેશના ચલણી સીકાઓમાં ભેલભાલ કરી વાલપોલે તથા લોભી મારલબરોની ઉમરાવજાદીએ આણામત રૂપાંનાણું ઉચાપાત કરવાની ઉમેદ રાખી હતી તે સર્વ આ કાપડયાના ચર્ચા પત્રોએ પુર જોરથી જાહેરમાં લાવી તેમની રૂસવાઇ કીધી. Spectator, Tatler વગેરે એડીસન જે ચોપાન્યાં કાઢતો હતો તેમાં સ્વીફ્તIsaac Bickerstaff ના નામે લખતોહતો. એને માટે પોપ નીચલી સતરો લખી ગયોછે તેમાં એનો તોલ સમાવેલો છે.

> O! thou, whatever title please thine ear,
> *Dean, Drapier, Bickerstaff or Gulliver;*
> Whether thou choose Cervante's serious air,
> Or laugh and shake in Rabelais' easy chair;
> Or praise the court, or magnify mankind,
> Or thy grieved country's copper chains unbind.

Mathew Prior તો એક ગરીબ ખાનદાનનો નબીરો હતો, પણ પોતાની હુશયારી અને કાબેલ્યતથી તે એક પ્રધાનની પદવીએ પોહચ્યો હતો. વેલાતની સરકાર તરફથી એણે ઘણીક લડાઇ અને સુલેહ સંબંધી ગોષ્ઠિતગોમાં ખાશ એલચી તરીકે ભાગ લીધો હતો. એની કવિતા સાધારણ વાંચનારને ગમત આપે એવી નથી, તોપણ હીબરૂઓના રાજા સોલોમનની બાદશાહી દરબારનું કાવ્ય એની સઘલી કવીતામાં સરસાઇ ભોગવેછે. Padlock નામના એક રમુજી લતીફામાં સ્ત્રીઓને છુટાપણું બખશીને તેમને આ જુઠી અને બેરંગી દુન્યાની અજમાશ મેલવવા દેવાને એ ભલામણ કરેછે. એ કહેછે કે જનાનામાં બંધ કરી બારણે તાલુ મારવા કરતાં નારીજાતીના મનપર કેલવણીથી અસર કરવી વધારે મકમ ગણાશે.

Be to her faults a little blind,  
Be to her virtues very kind ;  
Let all her ways be unconfined,  
And clap your padlock—on her Mind.

"બુલબુલે બીમાર" નો જાણીતો હીંદુસ્થાની ઓપેરા ઉપલાજ લટીફા પરથી રચ્યોછે.

નીચલી લીટીઓ બહુ રમુજી છે. તે રોબીનસન ક્રુસોના લખનાર ડીફોએ જોડી છે, તેમાં તે એમ કહેછે કે ગમે તેવું નેક કામ કરો તેમાં પણ શેતાન ખલેલ કરયા વગર રેહેશે નહી, અને આજના વખતમાં એવાં લોક મલી આવશે જેઓ બદી અને બુરાઇને વધારે ઉત્તેજણ આપશે.

Wherever God erects a house of prayer,  
The devil always builds a chapel there ;  
And 't will be found upon examination,  
The latter has the largest congregation.

યંગ કવિ (Young) માત્ર ધર્મ સંબંધી કવિતા લખી ગયો છે. Night Thoughts અથવા રાતના ઉપજતા વીચારો એ નામે ઘણાક ભાગમાં લખેલી એની કવિતામાં ધર્મનો ઉપદેશ

આપેલાછે. એણે ઘણાક નાટકો પણ લખ્યાછે. સર્વમાં Revenge અથવા "પાપીનો કીનો" એ નામનો એક નાટક આપનારો છે તેથીજ તે હાલ પણ કોઇ કોઇ વખતે કરી બતાવવામા આ- વેછે નીચલો ફકરો માણસની બનાવત વીશે કેવુ ગંભીર બયાન કરેછે !

How poor, how rich, how abject, how august,
How complicate, how wonderful, is man !
How passing wonder He who made him such !
Who centred in our make such strange extremes
From different natures marvellously mixed,—
Connexion exquisite of distant worlds !
Distinguished link in being's endless chain,
Midway from nothing to the Deity !
A beam ethereal, sullied and absorbed,—
Though sullied and dishonoured, still divine !
Dim miniature of greatness absolute !
An heir of glory ! a frail child of dust !
A worm ! a god !—I tremble at myself
And in myself am lost !

કવિ કહેછે કે, અરે ! ખોદાએ માણસને પણ કેવુ પેદા કીધુ છે ! કોઇ ગરીબ, કોઇ તાલેવંત, કોઇ નબલો, કોઇ જબરો, બનાવતમાં કેવું અધકુ, અને વળી તાજુબી ભરેલું તે દેખાય છે ! ખોદાની સર્વથી સરસ ચમતકારીક કરામત તે તેછે ! આ- કાશ અને જમીનની સઘલી ચીજો ભેલીને તેણે આપણુ બદ- ન આકાશી દેવતાઓની માફક બનાવ્યું છે ! ખાકમાથી બનાવી ખોદાઇ અવતાર આપ્યો છે, અને પ્રાણી માત્રથી ઓલખાવાને આપણને જુદીજ થીતી બખશી છે ! જોકે બદી અને પાપ અને દુખથી ચુસાઇ ગયતુ તો પણ કેવું ઉત્તમ અને ચલકાટ ભરેલુ આપણુ શરીર બનાવ્યુ છે ! જોકે કદમા નાના તોપણ તેના જેવાજ ખોદાએ આપણને બનાવ્યાછે ! જોકે ખાકમાથી માણસ બન્યુ છે તો પણ તેની કીર્તી આસમાનસે કોઇ વખત લાગે છે ! ઘડીમાં એક કીડા જેવો નબલો, તો ઘડીમાં પેહલવાન જેવો જબરો, તે જણાયછે ! મારો પોતાનો ચીતાર જોઇ

( કવિ કહેછે કે ) હું ધ્રુજુછું અને મારા પોતાના વિચારમાંજ હું ગાફેલ બની જાવુંછું !

નામીચો ડાકટર જોનસન પણ કવિતાનું એક નાનું પુસ્તક પ્રગટ કરી ગયો છે. તેમાં London નામની ટીકાકાર કવિતા તથા Vanity of Human Wishes અથવા " માણસ જાતની ઇચ્છા બરબાદ " એ નામનો એક કવિતા રૂપી રસાલો લખ્યોછે. આ છેલ્લી કવિતાની ઉઘડતી લીટીઓ ઘણી ફીલસુફીથી લખેલી છે.

Let observation, with extensive view,
Survey mankind, from China to Peru,
Remark each anxious toil, each eager strife,
And watch the busy scenes of crowded life;
Then say how hope and fear, desire and hate,
O'erspread with snares the clouded maze of fate,
Where wavering man, betray'd by venturous pride
To tread the dreary paths without a guide,
As treacherous phantoms in the mist delude,
Shuns fancied ills, or chases airy good.
How rarely reason guides the stubborn choice,
Rules the bold hand or prompts the suppliant voice.
How nations sink by daring schemes oppress'd,
When vengeance listens to the fool's request.

એજ કાવ્યમાં સ્વીડનના બાહાદુર બારમા ચારલસ રાજાની લડાયક કારકીર્દીનું વર્ણન ઘણુજ અસરકારક છે. લડાઇમાં જીવ ઘાલી મેલવાથી આખરે તેની હાર થઇ ( Battle of Pultova ) અને તેને શરમ ભરેલી હાલતે નાસી જવું પડ્યું. આવીજ બદનામીના વખતમાં તે મોતને આધીન થયો હતો. એ સર્વ એના અહંકારનું પરીણામછે એમ કવિ કહી જાયછે, અને માણસની ઇચ્છાનો કેવો ભંગ થાયછે તેનો ઉપલી કવિતામાં જીવતો દાખલો ટાંકી દેખાડ્યું છે. આપણી આશા તથા આપણા હવાઇ કીલ્લાઓ નાશ પામેછે તે માટે કેટલાક માણસો નસીબને બદનામ કરેછે, પણ કવિના લખવા મુજબ એતો

સરખ મુરખ્યાઇછે, કાંયકે જો એમ હોયતો નસીબ સારે રસ્તે કાંય ન કરે ?

> But did not chance at length her error mend?
> Did no subverted empire mark his end?
> Did rival monarchs give the fatal wound?
> Or hostile millions press him to the ground?
> His fall was destined to a barren strand,
> A petty fortress and a dubious hand;
> He left the name at which the world grew pale,
> To point a moral or adorn a tale.

ઓલીવર ગોલડસ્મીથ ( Goldsmith ) આયરલંડ દેશનો રેહેવાસી હતો. એ હુશયાર લખનાર ઘણોજ રંગીબાજ હતો. એની ગરીબાઇને લીધે એણે ઘણું દુઃખ સોસ્યુંછે. જો કે જાતે છાકરો હતો પણ કવિતા તો સરસ લખી ગયોછે. The Deserted Village ના કાવ્યમાં પોતાના વેરાન ગામડાંપર એણે વીલાપ કીધોછે. લાચાર તથા ઉદ્યોગી ખેડુતો વીશે લખેલા એના શુખનો દરેક દેશને લાગું પડેછે.

> Ill fares the land, to hastening ills a prey,
> Where wealth accumulates, and men decay;
> Princes and lords may flourish or may fade;
> A breath can make them, as a breath has made,
> But a bold peasantry, their country's pride,
> When once destroyed, can never be supplied.

Traveller અથવા ગોલડસ્મીથની મુસાફરીનું વર્ણન પણ મનોરંજક છે. એમાં જુદા જુદા દેશોમાં કવિએ મુસાફરી કીધી હતી તેનું બયાન આપ્યું છે. પણ આખરે છેલ્લી સતરોમાં એ વીલાપ કરેછે કે મનને શાંત રાખે તેવું સુખ એ સોધવા નીકલ્યો હતો તેતો એને કંઇ પણ મલ્યું નહી.

> Vain, very vain, my weary search to find
> That bliss, which only centres in the mind.
> Why have I stray'd from pleasure and repose,
> To seek a good each Government bestows?

ન્યાંની સામે જાણીતું થયલું Quarterly Review લખવાનું સરૂ કીધું. બે ત્રણ વરસમાંતો એની કલમથી અનેક કાવ્યો લખાઇ બાહાર પડયાં, અને એની ઘણી તારીફ થવા લાગી. જોકે એનાં કાવ્યો કઇ ફીલસુફી અથવા જોરમંદ બેટમાં લખ્યાં નથી, તોપણ તેમનામાં સમાવેલી વારતા ઘણી રસીલી હોવાથી લોકો એના કાવ્ય તે વખતે ઉલટથી વાંચતાં હતાં. એનું છેલ્લું Rokeby નામનું કવિતા પુસ્તક બાહાર પડયું. તે વખતે સ્કાટને કબુલ કરવું પડયું કે બાયરનની Childe Harold જે તેજ સમે સાથેજ બાહાર પડી હતી તે ઘણી સરસ અને નાદર હતી. એથીજ બાયરનને કવિતા લખવાનું સોંપી એણે પોતાની કલમ માટે એક નવોજ રસ્તો સોધી કાઢયો. તે નોવેલ અથવા રીસપસંદ કથા લખવાનો હતો. નોવલ લખવામાં સ્કાટની કોઇ બરાબરી કરી શકયું નહીં: વેવરલીના છુપા પરદા હેઠલ બરાબ એણે એક પછી એક નજદીક આશરીસ વારતા રૂપી પુસ્તકો બાહાર પાડયાં. છુપો રહીને એ ઘણી રમુજ મેલવતો હતો. જોકે બાયરન અને બીજા સર્વ નામીચા લખનારા પામી ગયા કે સ્કાટજ આ બધાં પુસ્તકોનો લખનાર છે તોપણ પરદેનશીન રેહેવાનો એને શું સબબ હશે તે જાણવાને ઘણા ખંતી હતા. કેટલાક લખનારા તો નાના રસાલા લખી પ્રજાને જણાવતા કે એ કથાઓનો લખનાર સ્કાટ સીવાય બીજો કોઇજ હોય નહી. પણ સ્કાટ તો જાણે જાણતોજ ન હોય તેમ હા કે ના નો એક હરફ પણ બાહાર પાડતો નહીં. એ પ્રમાણે ૧૪ વરસ વહી ગયાં અને એક દહાડે જાહેર ખાણાંપર એ વીશે ટીકા થયાથી સ્કાટને એકરાર કરવો પડયો. પણ એ ભરમ સીવાય સ્કાટનો એક બીજો ભરમ પણ કોઇ જાણતું ન હતું. Constable and Ballantine નામના ચોપડી છાપનારાઓની પેહેડીમાં સ્કાટનો ભાગ હતો, પણ એ વીશે એના જાણી મીત્રો કે સગાહવાલાં પણ વીસ વરસ સુધીક અણજાણ્યાં રહયાં. આ દાલતની બે મોટી જગા એ ધરાવતો હતો તેથી એને સારી આવક હતી, અને વલી એને ચોપડીઓનું મલતું હતું તે તો જુદું; પણ એ સર્વ માયા પુછ ઉપલી પેહેડીમાં ભાગથી દાખલ. એણે રોકી હતી અને જયારે એ પેહેડી ભાગી ત્યારે સ્કાટની

સર્વ પુંજી પ્રણ ૫સડાઇ ગઇ, અને ત્યારેજ એના ભાગ ધીયે- એના, ઓલખીતાઓએ તથા લોકોએ જાણ્યું. એની દોલત ૫- સડાઇ ગઇ એટલુંજ નહી પણ પેહેડીનું કરજ આપવાને પણ એને માથે આવી પડ્યું. હવે એણે ધીરજ રાખી અને મોટાં મન- થી લખવા પાછલ બહુ મેહેનત લીધી અને એક પછી એક લખાણની આવકમાંથી માગનારાઓને પતાવતો ગયો. તો પણ જે ગોદા એને લાગો તેની ચીંતાથી તે અતીશય ઉદાશી દેખાતો હતો. એની તંદરો- સ્તી લથરી પડી, ભરમાં છોકરાંનો કબીલો વધવા લાગો, અને માગનારાઓનું લેહેણું તો હજુર નીકળતું હતું. સરકાર તરફથી એને આગબોટ મલી તેમાં બેસીને એ તંદરોસ્તી સુધારવાને ખાતર ,ઇટાલીના કોસ્ત તરફ ફરી આવ્યો. પણ એક ભાગું વાહાણ ઝાઝું નીભી શકે નહી, તેમ સ્કાટ તો આગબોટમાં વધા- રેને વધારે બીમાર થતો ગયો, અને પારકાં દેશમાં મરવા કરતાં પોતાના પાહાડી મુલકમાં દાવાની તેની મરજી હતી તેથી એકે- દમ પોતાના દેશ તરફ પાછું હંકારીને પોતાની જન્મભુમીપર આવીને પ્રાણ મુકયો (ઇ૦ સ૦ ૧૮૩૨). સ્કાટ ઘણો મીલનસાર અને ખુશમીજાજી હતો. બાઇરન, વરડસવરથ, કોલરીડ્જ, ઇરવીંગ, મુર, વગેરે કામેલ માણસો સાથ એને અતલગની દોસ્તી બાજી હતી. પોતાના લાગવગથી અને અનુભવથી એ ઘણાક લખના- રાને સલાહ તથા મદદ આપતો હતો.

The Lay of the Last Minstrel અથવા સ્કાટલાંડના છેલ્લા શાહેરનું ગીત ઘણા દબદબાથી ઉઘડે છે. સ્કાટનાં સર્વ કાવ્યો એના દેશની અસલ ટોલીઓની મારામારી તથા લુટફાત તથા માહોમાહેની લડાઇઓપર રચેલાંછે. ઉપલાં કાવ્યમાં Branksome Hall અથવા બકસકના ઉમરાવના મેહેલ વીશે જે સતરો લખીછે તે, ઘણા જોરથી દોડેછે. સ્કાટ કહેછે કે એ ઉ- મરાવના મેહેલમાં ઓગણત્રીસ પેહેલવાનો હમેશ ઘાલ તરવાર બાંધી બીરાજેલા જોવામાં આવેછે, તથા એમના ઓગણત્રીસ મદદનીશ સ્વારો, ઓગણત્રીસ તેજ ઘોડાની સફ મારી બારણાં આગલ ખરે પગે ઉભા રહેછે. તથા તેમના ઓગણત્રીસ નોકરો રોણમાંજ હાજરીપર બોલાવતાંને વાર આવી ઉભા રહેછે.

Nine and twenty knights of fame
  Hung their shields in Branksome Hall,
Nine and twenty squires of name
  Brought them their steeds to bower from stall
    Nine and twenty yeomen tall
    Waited, duteous, on them all
    They were all knights of metal true
    Kinsmen to the old Buccleuch

એજ રસીના કાવ્યમા સ્કાટની પોતાના દેશને માટે લાગેલી જાણીતી થયલી લીટીઓ સમાયલીછે એના જેવી દેશહીતકારોક ગુણવાળી કવિતા કદાચજ મલશે.

  Breathes there a man, with soul so dead,
  Who never to himself hath said,
  This is my own, my native Land !

Marmion, Lady of the Lake, Lord of the Isles, Harold the Dauntless વગેરે સર્વ કાવ્યો સ્કાટલાડના પાહાડી નાયકોના લડાયક રાગથી ભરેલા છે સ્કાટની સૌથી સરસ કવિતા તો Lady of the Lake (સરોવરની બાનુ) ને નામે ઓલખાયછે એ કવિતાની ગટબાજી ઘણી મધુરછે એ કાવ્યનો ટુક ઘનતેખાય અતરે ઉતારી લેઇએ છીએ

જયારે સ્કાટલાડનો જેમસ રાજા નાનો હતો, ત્યારે સર્વ રાજ્ય કારભાર તેનો બાહાદુર પ્રધાન દગલાસ ચલાવતો હતો એ પ્રધાને ઘણીક લડાઇઓ મારી હતી એની એલન (Ellen) નામે એકપુરી બેટી હતી. જયારે રાજા પુખ્ત ઉમરનો થયો ત્યારે બીજા દરબારીઓએ તેના કાન ભરી દગલાસને દેશ નીકાળ કઢાવ્યો પણ આ ઉમરાવને દેશ છોડવા ન ગમવાથી તેના એક રોડરીક નામે સગાના આસરા તલે તે એકુતના સબાસ મા પોતાની દીકરી સાથ જઇ રહયો આ રોડરીક એક પાહાડી ટોલીનો સરદાર હતો એની બાયડી તો છોકરીને જન્મ આપ્યા પછી થોડા વરસે મરણ પામી હતી તેથી છોકરીની કેલવણી તથા ઉછર ભાવનો આધાર સર્વ દગલાસપર હતો એ પ્રમાણે ઘણાક વરસો ગયા, અને એલન તો દહાડે દહાડે જુવની

અને જોબનમાં પૂર ખીલી નીકલી. તેણી પોતાના બાપની મરજી પુછીને એક માલ્કમ નમે રાજાના દરબારી સાથે અકરાઇ હતી. આ માલકમ સીવાય રાજાની દરબારમાં અથવા આખા પાયતખતશેહેરમાં દગલાસની કારકીરદી વીશે બીજું કોઇએ જાણ્યું ન હતું. એલન પણ પોતાના બાપની અસલ હાલત વીશે ખુબ વાકેફ હતી. માલકમ કોઇ કોઇ વખતે કોઇ ન જાણે તેમ તેણીને તથા તેણીના બાપને મળવા આવતો હતો. આ વાત રોડરીકને પસંદ ન હતી. તે એલનને પોતાની બાયડી કરવા ચાહતો હતો, પણ એલન તો તેનો કરડો સ્વભાવ જોઇને તેનેથી બહુ ધ્રુજતી હતી. આવા સંજોગ વખતે રાજા જેમસ શીકાર માટે નીકલેલો રસ્તો ભુલ્યો, અને પોતાના રસાલાથી છુટો પડ્યો. એક ગોરખર પાછલ ઉલટથી લાગવાથી તે પોતાના માણસોથી છુટો પડી ગયો, અને એવી ઘીચ ઝાડીમાં તથા ખીણોમાં આવી પડ્યો કે મુદ્દલ રસ્તો પણ સુઝે નહીં. શીકારથી આખરે તે નીરાશ થયો, અને આખા દહાડાનો ઘોડો થાકેલો હતો તેથી તેપણ પથરપર પડી એકાએક મરણ પામ્યો. માત્ર બે ત્રણ કુતરાજ તેની સાથે જીવતા બાકી હતા. ઘોડો મરી જવાથી તો રાજા વધારે અશક્ત થઇ પડ્યો, અને ગોરખરપર હજારો હજાર દયાનતના શ્રાપનો નાખવા લાગો.

> Woe worth the chase, woe worth the day,
> That cost thy life, my gallant grey!

કોઇ પણ માણસ આસપાસ હોય તો તેને પોતાની હાલત જણાવવા માટે એણે રણસીંગડું ફુક્યું, પણ કઇ જવાબ મલ્યો નહીં આથી નીરાશ થઇને જંગલ જેહાનમાં એકલો ભટકવા લાગ્યો સુરજ પણ અસ્ત પામવા આવ્યો હતો તેથી તે પાહાડી ખીણમાં તો થોડુંજ અજવાલું પડતું હતું.

> The western waves of ebbing day
> Roll'd o'er the glen their level way;
> Each purple peak, each flinty spire,
> Was bathed in floods of living fire.

ભટકતાં ભટકતાં તે આગળ ચાલ્યો અને એક ઉંચી ટેકડી કુદાવીને એક સરોવરની આસપાસ આવી પુગ્યો. કોઇ પોતાનો

રસાલેદાર અહી હશે એવું વીચારીને વલી તેણે રણુસીંગડું ફુ-
કયું. પણ તેવામાં સરોવરને વલ દઇને એક જુવાન કન્યા મ-
છવો હંકારતી આવી પુગી. આથી તે ઘણો અજબ થયો અને
વીચાર કરવા લાગો કે આવાં જંગલમા તે કોણ વસતું હશે ?
અને વલી આવી શુંદર કન્યા ? અને વલી એકલી ? એવાએવા
અપારી વીચાર કરેછે તેટલામા તો મછવો આગલ આવી
પુગયો. એ કોઇજ નહી પણ પેલા દગલાસની છોકરી ખુબસુરત
એલન હતી. તેણીનો બાપ જ્યારે આવતો ત્યારે રણુસીંગડુ
ફુકતો હતો, અને તે દહાડે તેણીના બાપના આવવાની વકી હતી,
તેથી પેલા રાજાનું પેહેલું રણુસીંગડું સાંભલી તેણી મછવો હ-
કારતી બાપને લેવા આવી હતી. હવે પેલા રાજાતો આ કન્યાનો
બરાબર નીહાલીને જોવા સારૂ ઝાડીમાં બરાયો. પેલી એલનતો
કોઇને ન જોવાથી અચરતીમાં ઉભી રહી. હમણાંજ કોઇનું ર-
ણુસીંગડું વાગ્યુ અને એટલા વારમાં કેમ ગેબ થઇ જાય ? પેલો
રાજાતો હજુર બાહાર નીકલતો નથી, પણ ઝાડીમાં બરાઇને
તેણીને ટીકાટીકી જોયા કરેછે. તેણીની ખુબસુરતી તથા તેણીને
સાટીન અને રેશમી પોશાક જોઇને તે તો છકજ થઇ ગયો.

And ne'er did Grecian chisel trace
A Nymph, a Naiad, or a grace,
Of finer form or lovelier face.

* * * * * *

A chieftain's daughter seemed the maid;
Her satin snood, her silken plaid,
Her golden brooch such birth betray'd.

જ્યારે કોઇ પણ માણુસ ન જણાયું ત્યારે એલન "બાવા,
બાવા," કરી મોટે હક મારવા લાગી. પણ જ્યારે જવાબ ન
મલ્યો, ત્યારે પોતાનો આશક (માલકમ) મશકરી ખાતર બરાઇ
રહ્યો હશે એમ સમજી તેના નામથી તેણી હક મારવા લાગી
એજ વખતે પેલા રાજા બાહાર નીકલી આવ્યો. અને રસ્તો
ભુલેલા એક પરદેશીછે એમ જણાવ્યુ. એલન તો આ પારકા
મરદ આગલ શરમાઇ ગઇ અને એકદમ મછવાને ઝોંક આપી
થોડે દુર ખસી જઇ પોતાનો પોલકો બરાબર સમારી તથા છાતી
ઢાંકી-પાછી કીનારા તરફ આવી પેલા મરદને જોવા લાગી.

જ્યારે રાજાએ તેણીની ખાતરી કીધી કે તે કોઇ લુચ્ચો ઠગ ચોર નથી, પણ સારુ માણસછે, ત્યારે એલને તેને મછવામાં આવવા દીધો અને ઘર તરફ મછવો હંકારયો. પોતે એકલા બેસી રહે તે કરતાં હલેસુ તેણીની પાસ માગી મછવો હંકારવાની રાજા તજવીજ કરવા લાગ્યો, પણ કોઇ દહાડે એ કામ કીધેલું નહી, તેથી વારે ઘડીએ ભુલ કરતો અને તે જોઇ એલન તેની પર હસતી હતી. એ જેમસ રાજાના વખતમાં સ્ટરલીંગ શેહેર સ્કાટલાંડનું પાયતખત કેહેવાતું, તથા તે વખતના લોકો ઘણાં વે-હેમી હતાં અને સ્ત્રી જાતને બહુ માન આપતાં હતાં. જ્યારે કીનારાપર ઉતારી એલન તેને ઘરમાં લઇ ગઈ તેવામાંજ ઉંબર પર રાજાનો પગ પેસતાંજ એક મોટી તલવાર એકાએક પોતાની મેળેજ ખુંટીપરથી તુટી પડી. આતો અપસગનનું સુગ દેખાયું તેથી રાજા ઘણો ખશવાણો પડી ગયો, અને વેહેલા વેહેલાએ પેસી તલવાર ઉચકીને પાછી મુકી પણ તલવાર ઘણી ભારી હોવાથી તેનેથી ઉચકાઇ પણ નહી, અને રાજા ભરમમાંજ બોલ્યો કે તેના દેશમાં એકજ શખ્સને તે જાણેછે કે જે આ તલવાર ફેરવી શકે. તેણે એ પ્રમાણે દગાલાસને માટે ઇસારા કીધા, પણ એલનતો પોચેલબુદ્ધી હતી અને પોતાનાં બાપનો ભરમ કોઇને પણ કેહેતી નહતી, તેથી તેણીએ તરત ઉતર વાલ્યો કે તેણીનો બાપ તો આ તલવારથી રાખસોને આજેજ કરેછે. વલી તેણીએ વધારે જણાવ્યું કે ઘરનો ધણી બાહાર ગયો છે અને મેહેલમાંતો સ્ત્રીઓ અને ચાકર નફરોછે. ઘરમાં સર્વ સ્ત્રીઓ વગેરેને મલી બેઠી, તથા પોતે એક ઉમરાવનો છોકરો છે એવું ખોટું નામ આપી, તથા પોતે કેમ આ જગોએ આવી પડ્યો તેનું વર્ણન કરી, તેણે તેમની નસલ પુછી, એલણે હાજર જવાબ વાલ્યો કે ઘરમાં રેહેનારાં સર્વ પરી જાતછે અને જાદુ કોતલથી પુર માહીતગાર છે, વાસ્તે તેણે વધારે પંચાતી કરવી નહી પણ સુગે સુગે ખુછિપાને પથારીપર પોહોડી જવું. આટલાં વર્ણનથી સં-પોવરની ખાનુંનાં દાસ્તાનનો પેહેલો ભાગ પુરો થાયછે. બીજા ભાગમાં નેલા રાજાને સવારના પોહોરમાં ખવાડી

પીવાડીને એનન રૂખસદ આપેછે, તે વખતે દગલાસનો એક-બુડ્ઢો શાહેર નીચલુ ગાણુ ગાયછે

"જેમ હાલેસા પરથી પાણી સરી જાયછે તથા જે-ટલી જલ્દીથી દરીયાનો વમલ બદલાઇ જાયછે, તેટલીજ જલ્દીથી, તું, ઓ પરદેશી! આ હમારી મહેરબાનગત ભુલી જજે, અને આ હમારા ગરીબ ટાપુને યાદ પણ કરતોના! ખોદાની મેહરબાનીથી બાદશાહી દરબારમા તારો દરજ્જો વધો, અને લડાઇમા તુ હમેશ ફતેહ મેળવે! શીકારગાહમા તને સારા શીકાર હાથ લાગો, અને ખુબસુરત સ્ત્રીઓ જ્યાં બેઠી હોય ત્યા તને મોટું માન મળો! ખોદા તારી તલવાર હમેશ તેજ રાખો. તારા મીત્રો અને તારી બાયડી તને વફાદાર રહો, અને એમના પ્યારમા મશગુલ રહીને તુ આ હમારા નાના ટાપુને વીસારી મેલજે"

*Not faster yonder rowers' might*
Flings from their oars the spray,
Not faster yonder rippling bright,
That tracks the shallop's course in light,
Melts in the lake away,
Than men from memory erase
The benefits of former days,
Then, stranger go! good speed the while,
Nor think again of the lonely isle
High place to thee in royal court,
High place in battle line,
Good hawk and hound for silvan sport,
Where beauty sees the brave resort,
The honour'd meed be thine!
True be thy sword, thy friend sincere,
Thy lady constant, kind, and dear,
And lost in love and friendship's smile
Be memory of the lonely isle

૨ આવી રીતનુ ગીત ગાવામા આ બુઢ્ઢા શાહેરની કઇ મ-તલબ હતી. તે બુઝરોગ અને વીચારવંત હોવાથી તથા જેમસ રાજાને પીછાનવાથી તેણે જાણ્યુ કે, જો રાજા દગલાસને માટે અહી પુછપરછ કરશે, અથવા રોડરીકનો લુટફાતીયો વેહવાર તેને

માલમ પડશે તો તે સર્વને મરદન મરાવશે; તેથીજ તે તેને એ ટાપુ ભુલી જવાજ કહેછે. રાજાતો મછવામાં જતાં જતાં એલનને નમી નમી સલામ કરતો ગયો, અને એલનનું દીલ પણ તેની યાદમાં ધડકવા લાગ્યું. પેલા રાજાતો ખરેજ ખ્યારમાં ગીરફતાર થયો હતો. એલનને પોતાની સલામ ન દેખાવી હશે એવું ધારી હવે તો તે આખે દરીએ તેણી તરફ પોતનો રૂમાલ ફફડાવા લાગો. એલનતો દરીઆ કીનારા તરફ બેઠી બેઠી એ ,જોઇને હસતી હતી.' વલી એજ વખતે પેલા ખુંધા શાહેરે એલન આગલ રોડરીકને માટે વાત છેડી, પણ એલને તો સોગંદ લીધા કે તેણી જોગણનો અવતાર લેશે અથવા ભીખ માગશે પણ રોડરીકને વરશે નહી.

> Rather will Ellen Douglas dwell
> A votaress in Maronnan's cell;
> Rather through realms beyond the sea,
> Seeking the world's cold charity,
> An outcast pilgrim will she rove,
> Than wed the man she cannot love

હવે એજ વખતે રોડરીક પોતાની પીંડારી ટોલી સાથ રાજાની રૈયતપર લુંટ મેલવીને આવ્યો. ડગલાસ અને માલકમ પણ સાથેજ એજ વખતે શીકારગાહથી આવી લાગા, અને રાતના ખાતી વખતે રોડરીકે એલન માટે ડગલાસ પાસ માગણી કીધી ડગલાસે આ વાત ઘણી નમનતાઇથી ના પાડી અને જો તે તેનીપર ખફા થાય તો તે તેની છોકરીને સાથે લઇને જુદો રેહેશે એમ જણાવ્યું. એલન પણ મેજપર સાથે બેઠેલી હતી તેથી આ ગોફતેગો સમજી ગભરાવા લાગી, કાયકે રોડરીકનો આસરો તેમની પડતી હાલતમાં તેઓને નીભાવી લેતો હતો, વાસ્તે તેને છોડી જવાથી તેઓ બાપ દીકરાં નાહેક હેરાન થશે એમ ખમાસણ કરવા લાગી. વલી તેણી રોડરીકની બૈરી થવાને તદન નાખુશ હતી તેથી બમના વીચારમાં પડી. જો રોડરીકને પરણી જાયછે તો 'તેણીનો બાપ સલામત રેહછે ; જો તેણી પરણવાને ના કહેછે તો બંને બાપદીકરી ધાસ્તીમાં આવી પડેછે. વલી તેણી રોડરીકને મુદલ ચાહતી નથી ત્યારે પરણેજ. કેમ ? અને

માલકમનું શું થાય ! એવા એવા વીચારના વમલમાં તેણી પડી. આવી તેણીની હાલત કવિએ એક ઉંઘમાં ચાલનાર (Somnabulist) સાથ સરખાવી છે. માલકમ એલનની સામે બેઠો હતો તે તરત તેણીના વીચાર પામી ગયો, અને એલનને ધીરજ તથા દીલાસો આપવા ઉઠી આવ્યો. તેને જોઇ રોડરીક એકદમ ખારની ધુનમાં તેની સાથ વલગી પડયો અને બંને જોદ્ધાઓ ત્યાંજ મારામારી કરવા લાગ્યા. આખરે ઘણી મેહેનતથી દગલાસે તેમને છુટા પાડયા, અને એજ વખતથી માલકમની ટોલી સામે રોડરીકે વેર લેવા ધારયું. ત્રીજા ભાગમાં રોડરીક માલકમની ટોલીવાલાઓ સામે લડાઇની તયારી કરેછે તેનું બયાન સમાવેલુંછે. પણ રાજાને એ વાતની ખબર થવાથી પોતે એ સઘલા પાહાડી તાયફાઓને દબાવી નાખવા સારૂ લશકર લઇ આવેછે અને ચોથા અને પાંચમા ભાગમાં લડાઇનો દમામ તથા દોર સકોટે ચીતારયોછે. એ વખતે દગલાસ જણાઇ આવવાથી રાજાના દરબારીઓના હાથમાં સપડાઇ જાયછે, તથા માલકમે જે લડાઇ ઉઠાવી તે માટે તે પણ બંદીખાને પડેછે. વલી રોડરીક જબરી લડાઇ કરી આખરે રાજાના હાથપર સીકસત ખાયછે અને તેપણ કેદ પકડાય છે. આ સર્વ વીગતો સાંભલીને એલણ તો બેફામ બની ગઇ અને રાજાની દરબારમાં જઇ પોતાના બાપને માટે માફી ચાહી તેને છોડવવા ખાતર પેલા બુઢ્ઢા શાહેર સાથ સ્તરલીંગ શેહેરમાં આવી પુગી. એલણને એક ઝાડ આગલ બેસાડી પેલો બુઢ્ઢો શાહેર પેહેલાં દરબારમાં ખબર અંતર કાઢવા ગયો તેટલામાં તો સ્કાટલાંડનો રાજા પોતે એલનની નજરે પડયો. જે ઉમરાવની તેણીએ પરોણાગત કીધી હતી તેજ ઉમરાવથી વગ લગાડી રાજાની દરબારમાંથી પોતાના બાપને છોડવવા સારૂ તેણી તેની સામે જઇ ઓલખાણ કાઢી આજેજી કરવા લાગી. જેમ જેમ, એલન તેની આગલ પોતાની બધી વાત કરતી તેમ તેમ જેમસ રાજા સર્વ સાંભલી લઇ મુછમાંને મુછમાં હસતો. તેનેથી બનતી મેહેનત કરી તે રાજાપર વગ લગાડશે એમ કહી પોતાને આંગલેની વીંટી કાઢી તે એલનને આપી બીજે દહાડે કચેરીને વખતે તેને

હવે એલણની આંખ ઉઘડી. તેણી હવે સમજી કે જે શખ્સ સરોવર આગલ પેહેલા તેણીને મળ્યો હતો તે તો તેણીનાં વાહલાં દેશનો ગજા હતો ! તરત બગલમાથી હાથ ખેંચી કાઢી ભર કચેરીમાં તેણી ગુથણમરીએ પડી પોતાનાં બાપના છુટકારાને માટે અરજ કીધી. પણ રાજાએ તો ગઇ સાંજનોજ પોતાના બાહાદુર પ્રધાનને છોડયો હતો અને તેને તેજ વખતે પોતાનો ફરીથી પ્રધાન બનાવ્યો હતો, તેથી તરત દગલાસ ગમ આંગલી કરી તેણીને દેખાડયો એલણ હવે ગુપચુપ ઉથી બાપને ટેટે વલગી. રાજાએ હવે સર્વ દરબારમાં ખોલાસો કીધો, અને એલણને પોતાની રાણી કરવાને આસ્તે કાનમા સમજાવ્યું. પણ પેલી વીંટી તો એલનના હાથમાંજ હતી. તે કઇ તેણીએ પેહેડી ન હતી, અને જયાં સુધી વીંટી હાથમાંજ જોય ત્યાંસુધી રાજા તો તેણીનું કેહેણ કરવાને બંધાયલો હતો, તેથી મોટે સાદે બોલી ઉઠયો કે હજુર તેણી શું માગેછે ?

Thou still dost hold  
That little talisman of gold,  
Pledge of my faith, Fitz-James' ring—  
What seeks fair Ellen of the king?

એ પ્રમાણે બોલીને રાજાએ એલણની આંગલીએ વીંટી પેહેરાવી અને, એલણની પોતાનાં ચલકતાં બવીશ વીશે ત્યારેજ પુર ખાતરી થઇ.

Full well the conscious maiden guess'd,  
He probed the weakness of her breast.

" હજુર પણ કઇ માગણી, કરવી હોય તો કરી લેવી, " ફરીથી રાજાએ મોટે સાદે પોકારયું.

Hast thou no other boon to crave?  
No other captive friend to save?

આ સવાલ રાજાએ જાણી જોઇને કીધો, અને એલન તેની મતલબ સમજી ગઇ. પણ પોતાથી શરમની મારી કઇ બોલી ,શકાયું નહી તેથી બાપના હાથમાં વીંટી આપી પોતાના પ્યારા માલકમ ને માટે અરજ ગુજારી કે તેનો પણ જીવ બચાવે. પણ રાજાએ તો કોઇ બીજાનો શુખન પાલવા સાર ના કહયું ત્યારે એલન

પુરી ગભરાઇ એક વખત માલકમ સાથ તેણીને મોહબ્બત બાજી હતી તે હવે સર્વ પુરું કેમ કરે ? રાજાએ વળી ચોબદારને હુકો દમ આપ્યો કે માલકમને સાકલે સોકડી બેડી ચોકી તરત હાજર કરે. હવે એલણે પુરી ધાસતી ખાધી પણ તેવામા અગ્નારતથી માલકમ પણ ક ચેરીમાથી ઉથી આવ્યો, અને તરતજ પડીયાનની સાકલી તોડી માલકમના ગલામા નાખી તેનો એક છેડો એલણના હાથમા આપી રાજા પોતેજ પોતાનો હોકમ બજા લાવ્યો એનણુના હાથમા માલકમ આવેલા જોઇ આખી કચેરીમા પુર હસાહસ થઇ, અને તરતજ ફાસો કઢાવી નાખી એલનને સાકલી છોડી દીધી. છેલ્લે તેણીએ રોડરીકની જીદગીને માટે પણ અરજ ગુજારી, પણ રાજાએ તો તેને અગાઉથીજ ગરદન મરાવ્યો હતો કે પછી એલનનો બોલ રદ ન જાય, તેથી એલનને ચુપ બેસવુ પડ્યુ. એ રીતે આ સરોવરની બાનુની કાહાણીનો શુભ છેડો આવેછે સ્કાટનુ એ કાવ્ય ઘણુ વખણાયછે એની બેટબાજી પરથી જણાયુ કે એ કાવ્ય ચાર સ્વરી અથવા આઠ પદની લીટીઓમા લખાયું છે અને વળી ઘણા ખરા એના સ્કાચ કવેતો એવાજ સેહેલા અને રસીલા છે સ્કાતના બીજા સર્વ કાવ્યો એ કવિતાથી ઉતરતા છે. એજ કાવ્યના એક ફકરામા કવિ કહી જાયછે કે જરાપણુ અટક્યા વગર વખત પોતાનુ કામ કરતો જાયછે જે બુઢાઓ પોતાના ખોલાપર બેસાડીને આપણને રમાડતા હતા, તથા તેમની તરેહવાર જુવાનીની વાતો કહી સભલાવતા હતા તેમનો પણ વખતે નાશ કર્યોછે ! અને આ દુન્યાની સપાટીપરથી હાકી કાઢ્યા છે ! વળી આજે કેટલા બુઢાઓ મરીચરી રહેલા, એમ મોતના પજામા સપડાઇ જાય એવા થઇ રહેલા હશે ! જેમ એક ભાગેલા વાહાણનુ ખડેર કીનારાપર ઓટની વખતે દેખાયછે, પણ જ્યારે ભરતી થાયછે ત્યારે જેના જોરથી તે ઘસડાઇ જાયછે તેમજ આ માણસાઇ ખડેરો પણ તણાઇ જવાના !

> Time rolls his ceaseless course The race of yore,
> That danced our infancy upon their knee,
> And told our marvelling boyhood legends store,
> Of their strange ventures happ'd by land or sea,
> How are they blotted from the things that be !
> How few, all weak and wither'd of their force,

Wait on the verge of dark eternity,
Like stranded wrecks, the tide returning hoarse
To sweep them from our sight ! Time rolls his ceaseless
course.

વલી આ હમેશ ઉગતો અને આથમતો સુરજ રોજનો કેવા કેવા વીચીત્ર દેખાવો જોયછે તેનું બયાન તફસીલવાર આપેલુ છે.

The sun, awakening, through the smoky air
Of the dark city, casts a sullen glance,
Rousing each caitiff to his task of care,
Of sinful man the sad inheritance,
Summoning revellers from the lagging dance,
Scaring the prowling robber to his den,
Gilding on battled tower the warder's lance,
And warning student pale to leave his pen,
And yield his drowsy eyes to the kind nurse of men.

What various scenes, and, O ! what scenes of woe,
Are witness'd by that red and struggling beam !
The fever'd patient, from his pallet low,
Through crowded hospital beholds its stream,
The ruin'd maiden trembles at its gleam,
The debtor wakes to thought of gyve and jail,
The love-lorn wretch starts from tormenting dream,
The wakeful mother, by the glimmering pale,
Trims her sick infant's couch and soothes his feeble wail.

The Vision of Don Roderick—અથવા પોરટુગાલના સીનોરનો સ્વપનો—નામે લખેલી કવિતા નામીચા વેલીંગતનની સ્પેન અને પોરતુગાલ દેશોમા મેલવેલી ફતેહોનું, વર્ણન કરેછે. એ કવિતા ખુનંદ અને જોરાવર લીટીઓથી ભરપુર છે. એમાં સ્પેનસરના લખાણની નકલ કરીછે. એ કાવ્યનો સઘલો નફો સ્કોટે પોરટુગાલ દેશનાં કંગાલ ગરીબોમાં વેહેચી આપવાને માટે મોકલ્યો હતો. ૫ ગ્રેજી, સ્કાચ, અને આઇરીશ લોકોના બહાદરનું જે કવિ વર્ણન કરેછે તેમાંથી આ નીચલો ફકરો બાહદુર આઇરીશોને લગતો ઉતારી લીધોછે. નામીચો વેલીંગટન પણ આઇરીશજ હતો જેને વિષે કવિ છેલ્લી લીટીઓમાં તેના દેશીઓને મગરૂર રેહેવાને ફરમાવેછે.

Hark! from yon stately ranks what laughter rings
Mingling wild mirth with war's stern minstrelsy;
His jest while each blithe comrade round him flings,
And moves to death with military glee:
Boast, Erin, boast them! tameless, frank and free,
In kindness warm, and fierce in danger known,
Rough nature's children, humorous as she,
And He, yon Chieftain — strike the proudest tone
Of thy bold harp, green Isle—the Hero is thine own

---

## પ્રકરણ ૨૩મું*

શેલી કવિના ગીતોનો સરોદ આજ પણ જાહેર જલસાઓ માં સાભળવામા આવેછે Percy Bysshe Shelly ઈ॰ સ॰ ૧૭૯૨ ના સાલમા જન્મ્યો હતો. જ્યારે ઉમરે પુગતો થયે ત્યારે તોએણે ખોદાને માનવાને સાફ ના પાડ્યું, તેથી એના બાપે એને ઘરમાથી એકવાર કાઢી મુક્યો હતો. એણે Queen Mab નામની કવિતા લખી પોતાના નાસ્તીક વીચારો વીસ વરસનો થયો તેટલે તો જાહેર કીધા. એમાં રાજાપર, લોકોપર તથા ધર્માધીપતીઓપર જબરા ટીકા કીધાછે. સર્વ લોકો નીચ ગોલામગીરી તથા રેવાજની બંદીમાં દીન ગુજારેછે તેને બદલે આ જમીનપર ગમેતેમ ફરી હરી, ગમેતેમ મોજમજાહ કરી, અને તેમને જેમ સુખ સગવડ મલે તેમ દહાડા ગુજારવા, એજ એનો કાનુન છે. બાપદાદાનો ચાલ તમે તોડી નાખો, મંડલી અથવા માણસોનો આંકોશ મુદલ રાખો ના, એવું તે સમજાવી ગયોછે આ કાવ્ય છપાવાથી એની પર મોટી ધાડ આવી પડી અને એક સ્ત્રી સાથ છુપાં લગન કરી એને બાહાર ગામ નાસી જવું પડ્યું. The Revolt of Islam અથવા "મહમદી મહજબનું જહનુન" એ નામની કવિતા પણ ઉપલાજ જેવા વીચારો આપેછે તુરકીઓના તાબા તલેથી છુટાં થવાની ગ્રીક લોકોની કોશિસને એણે ટેકો આપી Hellas નું કાવ્ય લખ્યું હતું. એ કાવ્યની છેલ્લી સતરોમાં યુનાન દેશ પાછું સજીવન થશે અને આગલી જાહોજલાલીપર આવશે એવું અનુમાન એણે દેખાડ્યું છે.

Another Athens shall arise,
And, to remoter time,
Bequeath, like sunset to the skies,
The splendour of her prime,
And leave, if nought so bright may live,
All earth can take, or heaven can give

પણ શેલી કવિતો એની નાની અને ટુંક કવિતાની મધુર એબારતને માટે વખાણાયલોછે એ કાવ્યોમા એની કલ્પના પુરે ખીલેછે, તથા જેમ કુદરતના દેખાવો બદલાયછે, તેમતેમ એની કવિતા પણ રંગબેરંગી અને મધુર સતરોથી ગાજી નીકલેછે The Cloud અથવા વાદના પર લખેલી કવિતામાથી આ એક ફકરો આપ્યોછે, એમા એવડો અનુપ્રાસ સમાવેલો છે

I bring fresh showers for the thirsting flowers,
From the seas and the streams;
I bear light shade for the leaves when laid
In their noonday dreams
From my wings are shaken the dews that waken
The sweet birds every one,
When rocked to rest on their mother's breast,
As she dances about the sun

આ નીચલી કવિતામા સનારનો પેગેર પ્રતિછે તે દેખાવ ચોતારપો છે આ લીટીઓ ઝડકથી વાચવી જોઇએ

Arethusa arose from her couch of snows
In the Acroceraunian mountains,
From cloud and from crag, with many a jag,
Shepherding her bright fountains.
She leapt down the rocks, with her rainbow locks,
Streaming among the streams,
Her steps paved with green the downward ravine,
Which slopes to the western gleams

શેલી કવિતા એ વગેરે બીજા ઘણાક ગીતો વાજીત્રમાં ઉતારેલા છે એ કવિતોમા ફરતા મછવાના ઉંધા વળવાથી ડુબી મરણ પામ્યો હતો કેટલાક એવું અનુમાન લઇ જાયછે કે દગા ફટકાથી એને ડુબાડી દેવામા આવ્યો હતો એની મરજી

પ્રમાણે એની લાશને બાલવામાં આવો હતો, જે વખતે ઘણાક નામીચા શખ્સો હાજર થયા હતાં. એની મડી એક રૂપાંની પોગાણીમાં જાલવી ગએલી કેહેવામાં આવેછે.

કરેબ કવિ (Crobbe) ઘણીક સાધારણ બાબદો, જેવી કે ગામમાં ગુજારેલી જીંદગી, અખબાર સમાચાર, પુસ્તકખાણું વગેરે વીશેપર કવિતા જોડી ગયેછે. ઇગ્રેજી ભષામાં એની કવિતા સર્વથી સેહલી અને સાદી છે એ કવિ કલ્પના પ્રમાણે નહી પણ સચાઇની રાહ પ્રમાણે કવિતા લખી ગયેછે. એના કેટલાક ફકરાઓ જોગથી લખેલાછે. આ નીચલા ફકરામાં કવિ માણસના સ્વભાવને એક નદીના ઉભરવા સાથ સરખાવેછે. જેમ નદી જોસમા એકાએક ઉભરી આવેછે તેમજ માણસનો સ્વભાવ પણ છે. અને વલી ફરીથી ન ઉભાય તે માટે મોટી મોટી દેવાલો બાંધી પાણીને હદમાં રાખવામાં આવેછે, તેજ પ્રમાણે માણસનો વુડ મીજાજ નરમ રાખવાને માટે કાયદા ઘડાવવાછે. અને જેમ જેમ માણસ કાયદાની ઉપરવાટી થાયછે તેમ તેમ સરકાર તરફથી વધારે જોગવર કાયદા ઘડવામાં આવેછે ત્યારેજ તે દબેલા રહેછે. આ અલંકાર ખરો છે અને માણસ જાતને જ્યારે ત્યારે લાગુ પાડવા માટે સાધારણ થઇ પડયો છે.

Like some vast flood, unbounded, fierce and strong,
His nature leads ungoverned man along;
Like mighty bulwarks made to stem that tide,
The laws are form'd and plac'd on every side.
Whene'er he breaks the bounds by these decreed,
New statutes rise and stronger laws succeed!
More and more gentle grows the dying stream,
More and more strong the rising bulwarks seem.

કોલરીડજ (Coleridge) ના જેવો અસલ અને ઉંડા વીચાર વાલો કોઇ ફીલસુફ થયો ન હશે એ માત્ર વર્તમાન પત્રોમાં લખીને પોતાનો ગુજરો કરતો હતો. સાઉધી અને કોલરીડજ બંને સાડુ થતા હતા. એ બંનએ એક નવી મંડલી સ્થાપવાનો વીચાર કરી અમેરીકા જઇ સુખચેનથી દહાડા ગુજારવાની નેમ રાખી હતી એ મંડલીના પલાનપરથીજ પેલી પારસીઓની હા-

ઘમા ઉઘાડી પડેલી બાઇ બેનની (Pantisocratic) મંડળી ઉભી થાયલી લાગેછે સર્વ વિદ્વાન માણસોએ સાઉધી અને કોલરીડજને એવીશ જબરા હસી કાઢયા, તેમા બાયરનતો એમની ખુબઠેકડી કરતો હતો આખરે સાઉધીએ વીચાર ફેરવી પોતાનુ નામ કાઢી નખાવ્યુ, તેથી કોલરડીજને ઘણો ગુસ્સો ચડયો બસ બાઇ બેનની માફક એકમેક સાથ વરતવુ, પરણવુ મોજમજાહ મોગવવી, એ તેનો હેતુ હતો પોતાની ઉમ્મેદ ન પાર પડવાથી એ બહુ ખેદ પામ્યો એની કવિતા કંઇ પંકાયલી નથી, એતો એના ગદ્ય પુસ્તકો અને ફીલસુફીની કેતાબો માટે પંકાયલોછે The Ancient Mariner નામે એક ખલાસીની વેહેમ ભરી વારતા બહુ રમુજ ઉપજાવે છે એમા ધર્મનો ઉપદેશ સમાવેલો છે Christabel ની કવિતા એના કાવ્ય લખાણમા સારો ટેક જળવેછે એક કાવતરાખોર માણસના ફરેબથી બે જાણી મીત્રો એકમેક સાથ દુશમની રાખી ફરેછે તેનુ ચીત્ર આ નીચલી સતરોમાં આપ્યુછે એના લખવા પ્રમાણે એક દોસ્તદારપર ખફા થવુ અને ઘેલાપણાને વશ થવુ બરાબર છે આપણે જ જાલી ભરેલી દુન્યામા સર્વ સાથ હલીમલીને ચાલવુ એજ ફાયદા કારક છે

Alas! they were but friends in youth
But whispering tongues can poison truth,
And constancy lives in the realms above,
And life is thorny and youth is va n,
And to be wroth with one we love
Doth work like madness in the brain

કોલરીડજ અફીણી હતો તથા એ બુરા વ્યસનના લખથી એ ઘણોજ હેરાન થતો હતો ઇ૦ સ૦ ૧૮૩૪ મા એ મરણ પામ્યો હતો

Southey કવિના નામથી કોઇજવાર ઓલખાયછે જો કે એણે ઘણાક કાવ્યો લખ્યાછે પણ તે સર્વ જીવ વગરનાછે એનુ એકે કાવ્ય ચડતો દરજ્જો ધરાવતુ નથી બાઇરનના વખતમા એ દરબારી કવિ હતો, અને સરકાર તરફથી એ સા-

ત્યાણું ખાતો હતો. જ્યારે ત્રીજો જ્યોર્જ રાજા મરણ પામ્યો, ત્યારે એણે દરબારી કવિ તરીકે તેનાપર કવીત વીલાપ કીધો, તથા Vision of Judgment ના કાવ્યમાં એની રાજ્યની-તીની તપાસ કરીને જ્યોર્જને બેહેશત મલ્યું છે એવો ગુમાન ભરેલો છેડો આણ્યો. પણ બાયરને ઇટાલી વેરથી એને છોડ્યો નહી બાયરનને અને સાઉથીને મુદલ બનતું ન હતું અને બાયરન તો હમેશ સાઉથીને તેની ચાપલુસી માટે ખુબ અને વારંવાર ધીકારી કાઢતો. ઇટાલી વેરથી બાયરને એક સ-રસ અને રમુજી Vision of Judgment નામનું કાવ્ય લખી છપાયું; તેમા ખોદાઇ દરબારે જ્યોર્જનો કેવો ઇનસાફ થયો તેનુ હસવાના ભાવ પાડતું ચીત્ર આપીને તે દોજખમાં પડ્યો છે એમ જણાવ્યું. આથી બાયરનને બદલે બચારા છાપાખાના વાલાને ભારે દંડ કરવામા આવ્યો, અને તેને કેદખાનાની ધ-મકી આપી આ કાવ્યની સઘલી નકલો સરકારે બાળી નખાવી. એ વીશે બાયરનના પ્રકરણમા વધારે ખોલાસેવાર જોવામાં આવશે. સા-ઉથીના આ નીચલા ફકરામાં માણસપર આફત આવી પડે તે વખતે પુરે ધીરજથી ખમવાને નશીયત દીધીછે. જેમ સુરજ અને ચાંદપર પણ કેટલીક વખત વાદલાંઓનો દોર આવી પડેછે તેજ માફક સારાં અને નેક માણસોપર પણ કોઇવાર વીપતી આવી પડે તો તે તેમને હીમત રાખવાને નશીયત દે છે.

Repine not, O my son!  
In wisdom and in mercy, Heaven inflicts,  
Like a wise leech, its painful remedies.  
If ye would know  
*How visitations of calamity*  
Affect the pious soul! 't is shown ye there!  
Look yonder at that cloud, which, through the sky,  
*Sailing alone, doth cross in her career*  
The rolling moon!

આ જગોએ જાણીતી થયલીહી મનસ (Mrs. Hemans) નામની કવિ સ્ત્રીને ભુલી જવી ન જોઇએ એક ગરીબ ખાનદાનની છોકરી હોવા છતાં ખોદાએ પણ તેણીને કવિ શક્તિ બખ્શી હતી. નાનપણુથીજ

કવિતાનો તેણીને શોખ હતો એણીએ સ્પેનીશ, જરમન વગેરે કવિઓની કવીતાનો ઇંગ્રેજીમા તરજુમો કરયોછે કપતાન હીમનસ નામે એક લશકરી સરદાર સાથ નેકા કરી આવ્યા પછી તેણીને ત્રણ ચાર છોકરા થયા, અને ઘરમા બંને વચે કઇ અણબનાવ થયાથી તેઓ જુદા પડયા, અને કપતાન હીમનસ ઇટાલી જઇને રહયો છોકરાઓની કેળવણીનુ કામ પણ તેણીનેજ માથે આવી પડયુ હતુ તે પણ તેણીએ હીમતથી બજાવ્યુ જોકે તેણીને ભરથાર સાથ જરા લગાર પત્ર વેહવાર હતો પણ બંને જણા સતર વરસ સુધી પુર જોબનમા જુદા રહયા હતા. છોકરાઓની પ્રીત પણ મા સાથ બાજેલી હતી તેવી બાપ તેડાવતો ત્યારે જવાને હમેશ તેઓ નાખુશ હતા એણીના છોકરાઓ માની કવિતાની વખાણ થ યતી જોઇને ઘણા મગન થતા હતા મીસીસ હીમનસને કવિતા માટે કેટલાક ઇનામો પણ મલ્યા હતા સ્કાટલાંડ આયરલંડ વ ગેરે મુલકોમા મુસાફરી કરીને તેણીએ વેલસ પરગણાના એક નાના ગામડામા વાસો કીધો ઘણાક ઉમરાવો અને ઉમરાવજા દીઓ એણીને માન આપતા હતા વરડસવરથના ઘરની પણ એણી ભેટ લઇ આવી હતી, અને ત્યારથીજ એણીની સાથે વ રડસવરથનો પત્ર વેહવાર ચાલુ રહયો હતો એણીની કવિતા છ પાનઓમા છપાઇ છે સર્વમા ધર્મનો ઉપદેશ આપેલોછે તથા ખોદાના ફરમાન પરમાણે ચાલવાની શીખામણ દીધીછે ખોદાપર જોડલી વણીક સ્તુતી પાત્ર બંદગીઓ પણ એણીનીજ કલમથી કવિતામા રચાઇછે વેલસ ઇનાકાના ગીતોનો સમુદાય પણ એ ણીએ સારી એબારતમા આપ્યોછે મીસીસ હીમનસની કવિતા ધર્મ સબધી જહનુન તથા ગમગીન લીટીઓથી ભરપુરછે એ ણીના લખેલા ઘણાક ગીતો વાજીનમા ઉતારેલા છે આ ની ચલી ખોદાને અરજ કરતી જોરાવર લીટીઓ જયારે એણી ચૌદ વરસની હતી ત્યારે લખી હતી.

O Thou ! whose fiat lulls the storm asleep
Thou at whose nod subsides the rolling deep
Whose awful word restrains the whirlwind's force,
And stays the thunder in its vengeful course,

Fountain of life! Omnipotent Supreme!
Cloth'd in perfection, rob'd in glory's beam!
O! send on earth thy consecrated dove,
To bear the sacred olive from above;—

The Better Land અને Treasures of the Deep નામના ગીતો આજના વખતમા સર્વના મોહડાંમાં રમી રહયાં છે મીસીસ હીમનસ યુરોપની પાંચ છ કલમોથી વાકેફ હતી, તેથીજ સ્પેનીશ અને જરમન કવિઓનાં ગીતોનો એણીએ તરજુમો કીધોછે. Death અથવા મોતપર લખેલી સતરો ઘણી નાદર છે એમા એવો ખનતેખાબ આપ્યો છે કે ફુલફલાદી, ઝાડપાન, તારા વગેરે સર્વ ચીજો પોતાને પ્રસંગે અથવા ઘટતે વખતે નાશ પામેછે, પણ માણસને તો સર્વ વખત મરવાજછે. નથી જોતો જુવાન, નથી જોતો ઘરડો, કે નથી જોતો તે કુમળું બાળક, પણ એકે સપાતે અને સર્વ વખતે જે આવ્યું તેને મોત ધસડી લઇ જાયછે. વળી આ ફાની દુન્યામા જ્યાં જોશો ત્યાં મોત તમને માલમ પડશે દરીયામાં, શેહેરમાં, ગામમાં, મેહેલમાં કે ઝુંપડીમાં, લડાયક અથવા સુલેહના વખતમાં, પણ તે અમર રાજ ભોગવેછે.

Leaves have their time to fall,
And flowers to wither at the north wind's breath,
And stars to set,—but all,
Thou hast *all* seasons for thine own, O Death!

Day is for mortal care,
Eve for glad meetings round the joyous hearth,
Night for the dreams of sleep, the voice of prayer—
But all for thee, thou mightiest of the Earth!

We know when moons shall wane,
When summer birds from far shall cross the sea,
When autumn's hue shall tinge the golden grain,
But who shall teach us when to look for thee?

Thou art where billows foam,
Thou art where music melts upon the air,
Thou art around us in our peaceful home,
And the world calls us forth—and thou art there!

Thou art where friend meets friend,
Beneath the shadow of the elm to rest;
Thou art where foe meets foe, and trumpets rend
The skies, and swords beat down the princely crest.

મુર કવિ (Thomas Moore) આયરલંડ દેશનો રેહે-વાસી હતો. જો કે એ ગરીબ માબાપનો પુત્ર હતો તોપણ એણે સારી કેળવણી લીધી હતી. લંડન શેહેરમાં જ્યારે બારીસ્તર થવા આવ્યો ત્યારે એના ગજવામા માત્ર થોડાજ પૈસા હતા, પણ એક ભલામણનું કાગળ લારડ મોઇરા પર લાવ્યો હતો તેથી એના બેહેરો પાર પડયો. એ ઉમરાવે એને પોતાની ગીરેથી મદદ કીધી, તથા એની કાબેલ્યતના શાહાજાદા આગળ વખાણ કરી એની તેની સાથે ઓળખાણ કરાવી, એને ઇટાલીના એનાક્રીયન કવિની ઇશકી કવિતાનો મુરે તરજુમો કીધો હતો તે પણ એને છપાવી આપા મો. આ તરજુમો તથા પુસ્તક શાહાજાદાને અર્પણ કર્યુ હતુ, તેથી જ્યારે લોકોમાં ફેલાવો પામ્યુ ત્યારે એની સારી વખાણ થઇ ઉપલાજ ઉમરાવની કે-સથી એને અમેરીકાના બરમુદાસ ટાપુઓનો દફતરદાર નેમવામાં આવ્યો, જેથી એણે અમેરીકા તરફ મુસાફરી કીધી. આ નવી નેમણુકપર થોડો વખત ગુજારીને દેશની આબોહવા ન પસંદ આવવાથી પોતાના મદદનીશને કામ સોંપી એ પાછો વેલાત આવ્યો, તથા બે ત્રણ ટીકાકાર કવિતા લખી બાહાર પાડી. એ કાવ્યોમાં એણે ધર્મનીતીના ઉપદેશ આપ્યોછે. એની Lyrics અથવા ગાયનપર જોડેલાં મેરો પણ ગજલના આકારમાં આશકમાશુકના ભેદ ભરમોથી પુરછે પણ સર્વથી સરસ મુરનું કાવ્ય તે Lalla Rookh નામનુ છે. એ લાલા રૂખ કાવ્યમાં દીલ્લી તથા કાશમીરના દેખાવો સમાવેલાછે, તથા પારસીઓના કયાની ટોલાની તથા તેમના અસલ ધર્મના જહનુનને માટે કવિએ તેમની ઘણી તારીફ કીધીછે એના જેવી રસીની આગ સ્વરુની કવિત ઇંગ્રેજી ભાષામાં કોઇએ નથી એમા ચાર વારતાઓ આવીછે. બેગિસાનનો બુરજરોગ બુરખાવાલો મલીક, આકાશની પરી, આતશને પુજનારાઓ—અથવા એક કયાની લડવૈયાના મહ-

મદીયાને. છોકરી પર દોડતા પ્યારનો કીસ્સો—તથા જનાનાની ખુબસુરતી, ને નામે ચાર કાહાણીઓ સમાવીછે. નામીચા મોગલ શેહેનશાહ ઓરંગજીબની બેટી લાલારૂખ બુખેરીયાના શાહાજાદાને વરવાને તેના દેશતરફ કુચ કરી જાયછે તેનું બયાન આપ્યુંછે. આ ખબર થયાથી બુખેરીઆનો શાહાજાદો જે શાહેગીમાં ઉસતાદ કેહેવાતો હતો તે પોતાની પ્રીયાનું મન રીજવવા તથા તેણીને જોવા સારૂ અરધે, અરધ રસ્તે તેણીના કાફલાને આવી મલેછે. શાહાજાદાનો વેશ બદલી એક દેહકાનીનો તેણે લેબાશ પેહેરયો અને પોતાને હાથેજ નામું લખી પોતાની મોહોરદાગને આપ્યું. એ નામામાં એવી મતલબનું લખ્યું હતું કે બુખેરીયાનાં શાહાજાદાએ તેણીના આવવાની ખબર સાંભલી પોતાનો આ ફરામરોજ નામે એક દરબારી શાહેર તેણીની વેરાન રાહાપેરે તેણીને ગીતોથી તથા વાજીંત્રથી ખુશ કરવા મોકલ્યોછે તેને કબુલ રાખવો, અને તેને દરેક હોકમ ફરમાવવો. લાલારૂખ પોતાની મંજલથી બહુ કંટાલતી હતી તેથી તેણીએ આ શાહેરને દરબારમાં દાખલ કીધો, અને દરરોજ જ્યારે સાંજના છાવણી નાખી તેણીનો કાફલો આરામ લેતો હતો ત્યારે પેલા શાહેરપાસ ગાણું ગવાડતી. એજ શાહેરનાં ગીતો ઉપલી ચારે વારતાના આકારમાં આપ્યાંછે. પેલા ફરામરોજતો એવી દીલખુશ બેટબાજીમાં રાગ લલકારતો કે લાલારૂખતો છકજ થઇ જતી, અને અંદરનું અંદર તેની તરફ તેણીનું દીલ દોડતું હતું. જ્યારે મંજલની હદ આવી અને છેલ્લું ગીત પણ પૂરથાયું ત્યારે તો લાલારૂખનાં બદનમાં આ ફરામરોજ શાહેરને માટે પ્યારનો આતશ જંબરો સલગ્યો, અને તેણી વીચારમાં પડી કે હવે શું કરવું? પણ તરતજ પેલો શાહેર પોતાના ખરા લેબાશમાં દાખલ થયો, અને લાલારૂખના વમાસણનો પણ છેડો આણ્યો. તેઓ બંને ખુશખુશાલીથી ભેટી પડયાં, અને વાજતે ગાજતે નેકા કરી બુખેરીયા પ્રાંતમાં સુખ સંપજથી દહાડા ગુજરવા લાગાં.

આ લાલારૂખનું કાવ્ય ઘણું દીલ પસંદછે તથા આપણા હીંદુસ્થાનના દેખાવો તથા રીતભાતોથી પુર શણગાર પામેલુંછે.

એ પુસ્તક હાથમા લીધું તો પછી છોડવાંની મુશ્કેલ ઉલટ થતી નથી. સ્કાટના Lady of the Lake ના કાવ્યની બેટખાજી તથા રચના કરતા આ કાવ્ય ચડતુ છે. પારસીઓના ઇરાનની અસલ હાલત, તથા તેની પડી ભાગેલી દશા, અને ઘેગનીઓપર પડતો જુલમ કવિએ એજ કાવ્યમાં અસરકારક રીતે ચીતારયા છે. અસ્ત પામતા સુરજનો દેખાવ કવિએ બહુ રસીકામણે ચીતારયોછે તે આ નીચલી સતરોપરથી જણાશે પેશાનમાં—ખલકે આખાં યુરોપમા—એવા સુર્યના ચમતકારીક દેખાવો કોઇજ વાર દેખાયછે, પણ આપણને તો હીંદુસ્થાનમા એ સાધારણ બનાવ થઇ પડયોછે, તેથીજ દેશીઓ કરતા ઇંગ્રેજોનુ મન એવા કુદરતી દેખાવ પર વધારે આતુરતાથી દોડેછે

Now upon Syria's land of roses
Softly the light of eve reposes,
And like a glory, the broad sun
Hangs over sainted Lebanon,
Whose head in wintry grandeur towers,
  And whitens with ete-nal sleet,
While summer in a vale of flowers
  Is sleeping rosy at his feet
  To one who looked from upper air,
O'er all the enchanted regions there,
How beauteous must have been the glow,
The life, the sparkling from below!
Fair gardens, shining streams, with ranks
Of golden melons on their banks,
More golden where the sunlight falls,—
Gay lizards, glittering on the walls
Of ruined shrines, busy and bright,
As they were all alive with light,—
And yet more splendid, numerous flocks
Of pigeons settling on the rocks,
With their rich, restless wings, that gleam
Variously in the crimson beam
Of the warm west, as if inlaid
With brilliants from the mine, or made

Of tearless rainbows, such as span
The unclouded skies of Peristan!

એજ કાવ્યમાં આકાશની પરીની વારતામાં એક જાણવાજોગ દાખલો મલી આવેછે. એક પરી બેહેશતમાં દાખલ થવા સારૂ ખોદાપાસ માગણી કરેછે, પણ ખોદા દાખલ કરવાની અગાઉ તેણીની પાસ કઇ લાયક અને ગમતી બખશીશ માગેછે. ખોદાને શું ચીજ પસંદ પડેછે તે કોણ જાણેછે, અને કોણ કહી શકશે ? પેલી પરી એક દેશહીતકારી પેહેલવાન જે પોતાના દેશના બચાવ ખાતર મરણ પામ્યો હતો તેના દીલના લોહીનું છેલ્લું ટીપુ લાવીને રજુ કરેછે, પણ ખોદાને તે પસંદ ન આવ્યું અને તેથી પણ એક વધારે સદગુણી ચીજ માગી. વલી પેલી પરી આખો દહાડો ધુડી ધુડીને એક આશકના ગમમાં મરણ પામતી કન્યાનો છેલ્લો નીસાસો લાવી આનથી ધરેછે, કે ખોદાને આવો સાચો પ્યાર જરૂર પસંદ પડશે. પણ નહી, એપણ પસંદ ન પડ્યો; ત્યારે વલી રખડી રખડીને એક પાપી માણસના ખરા પસતાવાનું આંશું લાવી રજુ કીધું. આ ચીજ તે ખોદાને ગમતી મલી અને પેલી પરી સુખેથી બેહેશતમાં દાખલ થઇ. એ પરથી એવો બોધ મલેછે કે પાપનો ખરો અને અંતઃકરણથી પસતાવો કીધો હોયતો ખોદાની મેરબાનીની તલે તમે જરૂર આવશો એમાં કશો શક નથી.

The Irish Melodies અથવા આયરલંડનાં રેહેવાસીઓનાં દેશી ગીતો મુરે શુદ્ધ કવિતામાં પ્રગટ કરયાંછે. તે બહુ મધુરેછે, અને સ્કાટલાંડના બરનસ કવિનાં ગીતોને મલતાં આવેછે.

The Harp that hung in Tara's hall

અને એવાજ બીજાં ગીતોનો સરોદ આપણા કાનમાં ગાજ્યા રેહેછે. એ સર્વ ગીતો ઇશ્કી છંદોમાં રચેલાં છે. એક જુવાન કન્યાએ મુરને તેણીની નોટબુકમાં કંઇ સારી કવિતા લખવા કહ્યું, પણ લખે તે અગાઉ તો મુર તેણીની ખુબસુરતી પરજ આશક પડ્યો, અને તેણીનીજ ચોપડીમાં તેણીને માટેજ પ્યારના વીચારો લખી ચાલ્યો ગયો.

Take back the virgin page,
White and unwritten still;
Some hand more calm and sage
That leaf must fill;
Thoughts come as pure as light,
Pure as even you require,
But oh! each word I write,
Love turns to fire.

ખાણાની મેજપર બેસી કેટલાક ભાઇબંધો શરાબ નોશ કરેછે તે વખતનું તેમનું ગીત પણ રમુજીછે. શરાબ પીધાથી માણસ ખુશખુશાલીમાં આવી ચીંતા ફકર સર્વ ભુલી જાયછે.

Fill the bumper fair!
Every drop we sprinkle
O'er the brow of care
Smoothes away a wrinkle.

આ નીચનું ગીત પણ ઘણું શોકાતુર છે. તે લખવાનું કારણ આ છે. એક આયરલંડનો નામીચો બારીસટર પોતાના દેશની દાઝ હૈયે ધરી કંઇ ગેરવાજબી બાબદમાં સરકારની સામે થયો હશે તેથી તેને ફાંસી દેવામાં આવ્યો. એ નોજવાન એક જુવાન કન્યા સાથ થોડુકજ પરણેલો હતો. પેલી કન્યા તેને એટલી ચાહાતી હતી કે પોતાનાં માબાપની ઉપરવટી થઇને તેણીએ એની સાથ લગન કીધાં હતાં. પણ જ્યારે શુલીના લાકડાંપર તેનો અંત આવ્યો ત્યારે તેણી બહુ દુઃખ પામી અને વરના ગળાંમાં ફાંસી જોઇ તરત બેશુધ થઇ ગઇ અને તેણીને અવાછકે ઘરે લઇ જવામાં આવી. લોકોએ, ઉમરાવોએ વગેરે તેણીને ઘણોઈદીલાસો આપ્યો, પણ તેણીનો શુરાતીજ ચાહ્યી. વળી તેણીને કોઇનો આસરો ન હતો. માબાપ સાથ તો ઉપર કહયા પ્રમાણે વેર પડ્યું હતું. કોઇ સાથ તેણી ન બોલતી કે ન વાત કરતી. પોતાના ઘરમાં એકમારગી પડી રહી પણ જ્યારે ઘર ચલાવવાની જોગવઇ પણ ન રહી ત્યારે મનમાં વધારે ને વધારે બલાપો કરવા લાગી. એ પ્રમાણે કેટલાંક વરસ ગયાપછી એક લશકરી અમલદારે તેણી સાથ લગન કરવાની ખુશી જણાવી. પે-

લીએતા સારૂ ના પાડયુ કે તેણીના મરણ પામેલા વર સીવાય તેણી કોઇ બીજાને સુદન ચાહતી નથી અને ચાહાવાની પણ નથી પણ પૈના અમનદારની જોરાવર ડાકલુટી નેલીધે તથા પોતા ની સપજપર નેગાહ પોચાડી તેણી તેની સાથ પરણી ગઇ તેણી દલગીરીની મારી ઘણીજ લેવાઇ ગઇ હતી અને વની પરણ્યા છતા પોતાના આગના વરનો ગમ કદી પણ દીલમાથી કાઢી ના ખતી ન હતી તેથી પેલો અમનદાર તેણીને બાહાર ગામ હવા ફેરબદલ કરવા સારૂ સીસીલીના ટાપુમા લઇ ગયો. અહીપણ વરનો,ગમ તેણીએ છોડયો નહી અને તેનાજ મોતની દલગી રીથી રીબી રીબીને થોડાક મહીનામા તેણી સીસીલીના ટાપુમા મરણ પામી, જ્યારે મુરે તેણીને માટે આ વીલાપ કારક ગીત જોડયુ સરકારના કરડાપણાને લીધે સુગ કવિએ આ ગીતનુ મ થાળુ આપ્યુ પણ નથી અને તેથીજ ઘણાઓ આ કવિતાની સુત મતલબથી અજાણાછે

She is far from the land where her young hero sleeps,
And lovers around her are sighing
But coldly she turns from their gaze and weeps,
For her heart in his grave is lying

She sings the wild songs of her dear native plains,
Every note which he loved awaking —
Ah little they think who delight in her strains,
How the heart of the minstrel is breaking!

He had liv d for his love, for his country he died,
They were all that to life had entwin d him,
Nor soon shall the tears of his country be dried,
Nor long will his love stay behind him

Oh! make her a grave where the sunbeams rest,
When they promise a glorious morrow,
They ll shine o er her grave, like a smile from the west—
From her own loved island of sorrow!

---

## પ્રકરણ ૨૩ મું.

કેમપબેલ કવિ (Thomas Campbell) સ્કાટલાંડના હા ઇલેન્ડ અથવા પાહાડી મુલકનો રેહેનારી હતો, Pleasures of

Hope અથવા "આશાજનક ખુશાલી", ને નામે સાધારણ વીચારોથી ભરપુર કાવ્ય એણે પેહેલવેહલુ લખ્યુ હતું. એમા પોપ કવિના નીતીમાન રસાલાઓની નકલ કરેલીછે. એજ કવિતાની અંદર નીચલી સાધારણ-ઈંગ્રેજી કેહેવતો પણ સમાયલી છે.

T'is distance lends enchantment to the view.

* * * * * *

What though my winged hours of bliss have been,
Like angel visits, few and far between.

* * * * * * * *

'T is the sunset of life gives me mystical lore,
And coming events cast their shadows before.

અસલ પોલાંડ દેશના પડી ભાગવાપર લખેલી કવિતા તથા તેના બાંહાદુર દેશી કોસીયસકોની હીમતની વખાણ પણ એનાજ કાવ્યમાં જોવામાં આવેછે. જ્યારે ત્રણ રાજ્યોએ સાથે મલી એ નાનાં સ્વતંત્ર રાજપર હોમલો કીધો ત્યારે પોતાનું દેશ બચાવવા ખાતર આ દેશહીતકારી પુરૂષે જબરી કોશેસ કીધી હતી, પણ તેમાં નીષ્ફલ થયો હતો અને મરણ પામ્યો હતો. પોતાનાં દેશનાં છુટાપણા માટે તે હીમતથી લડયો તે વાત ધ્યાનમાં રાખી કવિ એવાજ જોસ્સાવાલા નરોને છેલ્લી સતરોમાં યાદ કરેછે.

He said, and on the rampart-heights arrayed
His trusted warriors, few, but undismayed;
Firm paced and slow, a horrid front they form,
Still as the breeze, but dreadful as the storm;
Low, murmuring sounds along their banners fly,
Revenge, or death—the watchword and reply;
Then pealed the notes, omnipotent to charm,
And the loud tocsin tolled their last alarm!

In vain, alas! in vain, ye gallant few!
From rank to rank your volleyed thunder flew;
Oh! bloodiest picture in the book of Time,
Sarmatia fell, unwept, without a crime;
Found not a generous friend, a pitying foe,
Strength in her arms, nor mercy in her woe!
Dropped from her nerveless grasp the shattered spear,
Closed her bright eye, and curbed her high career;—

Hope for a season, bade the world farewell,
And Freedom shrieked—as KOSCIUSKO fell!
Departed spirits of the mighty dead!
Ye that at Marathon and Leuctra bled!
*Friends of the world! restore your swords to man,*
Fight in his sacred cause and lead the van!
Yet for Sarmatia's tears of blood atone
And make her arm puissant as your own!
Oh! once again to Freedom's cause return
The patriot Tell—the Bruce of Bannockburn!

હગરી દેશની જરટ્રુડની વારતા (Gertrude of Wyoming) કેમપબેલે સ્પેન્સરના પદમા લખી છે તોપણ આની સાધારણ વારતાને માટે સ્પેન્સરની ખુલદ બેગ્બાજીની કઇ પણ જરૂર ન હતી જોકે ઉપર આપેલા ફકરામા તથા આ કાવ્યમાં પણ કેમપબેલની કવિતામા ઘણુ શુર સમાવેલુ છે તોપણ કેટલીક વખત એના બેટા સુસ્ત લાગેછે. પ્યારમા મશગુલ થવુ અને બેહેશતમા જવુ (કવિ કહેછે કે) એકજ છે

*Love rules the court, the camp, the grove,—for love*
Is heaven and heaven is love

કેમપબેલના એક બે ગીતો પણ આજે ઇગ્રેજ ખલાસીઓ રસ્તે ચાલતા ચાલતા ગાયછે

Ye mariners of England
That guard our native shore

એ ગીત મોહમાથી બહુ જલદીથી દોડેછે Battle of the Baltic અથવા દેનમારક આગલ નેલસને મેલવેલી ફતે હતુ ગીત પણ એજ કવિએ જોડ્યુ છે તેનો છેલ્લો શ્લોક ખુશાલી અને દલગીરી બતાવેછે.

Now joy, Old England! raise
For the tidings of thy might,
By the festal cities blaze,
While the wine-cup shines in light
And yet, amidst that joy and uproar,
Let us think of them that sleep,
*Full many a fathom deep,*

By thy wild and stormy steep
Elsinore!

રોજરસ કવિ (Rogers) થોડુંક લખાણ કરી ગયોછે પણ તેની કવિતા લીસી અને મધુર છે જે વખતે હેનીબાલે રોમ શેહેરપર આગના જમાનામા ચડાવો કીધો હતો તે વખતની આ-લ્પસ પર્વતની કઢેરો હાલના બનાવેના ચડવાના શુદર રસ્તાઓ સાથ કવિએ સરખાવી છે.

Great was the tumult there
Deafening the din, when in barbaric pomp
The Carthaginian on his march to Rome
Entered their fastnesses Trampling the snows,
The war-horse reared, and the towered elephant
Upturned his trunk into the murky sky,
Then tumbled headlong, swallowed up and lost,
He and his rider —Now the scene is changed,
And o'er Mount Cenis, o er the Simplon winds
A path of pleasure

એક માતાનો બ્યાવાનો વખત, તથા બાર્ચુ જણવા પછી જે હરખ તેણીને ઉપજે છે તેનુ બ્યાન આ નીચલી સતરોમા કવિએ કરયુ છે,

The hour arrives, the moment wish'd and feared,
The child is born by many a pang endeared,
And now the mother s ear has caught his cry,
Oh! grant the cherub to her asking eye!
He comes! she clasps him, to her bosom prest,
He drinks the balm of life, and drops to rest.

બારચાનો જનમ થયા પછી એક કુટુંબમા કેટલી ખુશાલી પેદા થાયછે તથા તેઓ ગતુના દાર નોશ કરેછે તે પણ કવિ ઓતારે છે

The lark has sung his carol in the sky,
The bees have hummed their noontide lullaby;
Still in the vale the village bells ring round,
Still in Llewellyn hall the jests resound,

For now the candle cup is circling there,
Now glad at heart, the gossips breathe their prayer,
And, crowding, stop the cradle to admire
The babe, the sleeping image of his sire.

એજ છોકરો જ્યારે પુરતી વયનો થશે ને નીશાલે મૂ-
કશે ત્યારે વલી એના માબાપ કેવી ધામધુમ કરશે તેનો ખ્યાલ
પણ કવિ કરેછે.

A few short years, and then these sounds shall hail
The day again, and gladness fill the vale,
So soon the child a youth, the youth a man,
Eager to run the race his fathers ran
Then the huge ox shall yield the broad sirloin,
The ale, now brewed, in floods of amber shine,
And, basking in the chimney s ample blaze,
'Mid many a tale told of his boyish days,
The nurse shall cry, of all her ills beguiled,
" 'T was on these knees he sate so oft and smiled."

વલી જ્યારે પુર જોબન ખીલશે અને મરદોની સંખ્યા
ગણાશે તયારે એક કુંવરી એજ છોકરો પરણી લાવશે તેનો પણ
કવિ વીચાર કરેછે

And soon again shall music swell the breeze
Soon, issuing forth, shall glitter through the trees
Vestures of nuptial white, and hymns be sung,
And violets scattered round, and old and young
In every cottage porch with garlands green
Stand still to gaze, and gazing bless the scene,
While her dark eyes declining, by his side
Moves in her virgin veil the gentle bride

અને વલી જ્યારે એની અજલ આવશે (તે વખત, કવિ
કહેછે કે કાંઇ લાંબો નથી) ત્યારે એનાજ ઘરમા આગન જે
ખુશાલીના ચીન્હો હતા તે નાબુદ થશે, અને સઘલે ઠેકાણે કાના
કપરા પાથરેલા જોવામા આવશે, અને વલી એજ પુરૂષ
પોતાના ઠોકરાઓની બાધપર બેસી હમેશગીનો રસ્તો પકડશે.
આવી રીતે એક બચાના જનમવા પછીનુ સપુર્ણ ચીન તથા

તેની જીંદગીનો ટુંક પણ ગંભીર અહેવાલ રોજર્સ કવિએ આપ્યોછે

> And once, alas! nor in a distant hour,
> Another voice shall come from yonder tower,
> When in dim chambers long black weeds are seen,
> And weepings heard where only joy has been,
> When by his children borne, and from his door,
> Slowly departing to return no more,
> He rests in holy earth with them that went before

---

## પ્રકરણ ૨૪મું.

બાયરન કવિ ( George Gordon Lord Byron ) લંડન શેહેરમા ઇ૦ સ૦ ૧૭૮૮ ના સાલમા જન્મ્યો હતો એ અસલ અને ઉમરાવ ખાનદાનનો નબીરો હતો નોરમનોએ વેલાત જેથ જીતી લીધો ત્યારથી બાયરન ખાનદાન ઉતરતુ આવેલુ છે એનો બાપ દરીયાઇ ખાતામા વડા કપતાનની પદવીએ પુગેલો હતો બાયરન કવિનો બાપ ઘણોજ ઉડાઉ અને લેહેરી હતો ખાવુ પીવુ, મોજમજાહ કરવી એ તેનો ધર્મ હતો એનુ અસલ અને ઉમરાવ ખાનદાન તથા એના બાપદાદાની દોલત, અને વળી, એનો મોજીલો જીવ તથા મોટી પદવીથી સ્ત્રીઓતો એનીપર મોહીત પડતી હતી કારમારથેન જીલ્લાની ઉમરાવજાદીને ફુસલાવી બાયરનનો બાપ કાહાડી લઇ ગયો હતો, અને તેણીના હકદાર વરને તલાક અપાવી પોતે તેણીની સાથ પરણ્યો હતો એની આ બાયડી થોડાક વરસમા મરણ પામી, અને કપતાન બાયરને તો ફરીથી લગન કીધા એ વખતે પણ એણે એક જબરા તવંગર માણસની એકપુત્રી છોકરી સાથ પુનરવીવાહ કર્યા આ છોકરી એને માટે ઘણો ચાહા રખતી હતી અને એણીનો તેનીપર સઘળો જીવ લાગી રહ્યો હતો પણ કપતાન બાયરન તો એણીના પૈસાપર લલચાયો હતો સ્કોટલાંડના એબરડીન તાલુકાની ગાઇત નામે નગરીનો ગોરડન નામે એક માત

બગ જમીનદારની એક કુવરી છોકરી મીસ ગોરડન સાથ એણે પરણ ગાંઠ બાંધ્યો હતો તેણીનો બાપ મરી ગયો હોવાથી તેણી પુષ્કળ દોલતની એકલી ધણીઆણી હતી એ છોકરીની મા તો હનતનીના શાહાજાદાની ઓલાદથી ઉતરેલી હતી તેથી બાયરન કવિ પોતાના બહુ પાદશાહી લોહીને માટે બહુ ગુમાન રેહેતો બાયરનના બાપે આ છોકરીની દોલત પુરી કરી આણી અને પછી ફ્રાન્સમા નાસી ગયો બને બાટી બેરને એક બીજા સાથ મુળ બનતુ ન હતુ અને બસ કરતાન બાયરન તો જેમ બને તેમ તેણીને નીચનના મોઢો હતો આથી માત્ર એકજ છોકરાનો જન્મ થયો અને ત્રણ વરસમા તેઓ જુદા પડ્યા એ મને પેટે અવતરેલો છોકરો તે નામીચો કવિ બાયરન છે જો કે એનો બાપ એની મા સાથ મીનાકેસો કરીને છુટો પડયો તોપણ પેહેનવેહના એકાએક શેહેર છોડી ગયો નહી જે ગામમા એની મા રેહેવી હતી તેજ ગામમા નાકા પર એનો બાપ પણ રેહેતો હતો તેથી વારે ઘડીએ પોતાના છોકરાને રમાડવાની તેને તક મળતી હતી નાનો બાયરન તો મગતાન અને મીજાજી હતો, તે કપરાના કપરા ફાડી નાખતો અને જે સામે આન તેને હાથમા હોય તે છુટુ મારતો હતો બાયરનની મા પણ જબરી ફાતેન હતી તેણી તો એવી જહનુની હતી કે કોઇ વખત ચીડમા આવતી તો બાલેખાન પીખતી હતી અને ખુરસી ટીપાઇ વગેરે જે હાથમા આવે તે સઉને માથામા મારતી હતી દીકરાને પણ તેમજ કરતી હતી, ઘડીમા તેને પકડી અફાડો નાખતી હતી, અને ઘડીમા તેનીપર એટલો તો પ્યાર કરતી કે તે કોઇ કાઇ વખત ગુમાઇ જતો હતો બાયરનને ચોથુ વરસ બેઠુ ત્યારે એનો બાપ પણ ફ્રાન્સમા મરણ પામ્યો જયારે પાચ વરસનો થયો ત્યારે એને એબરડીન શેહેરની એક નાહના સાલામા મુકવામ આવ્યો એ વખતે એની માની સપાજ મુળ હતી નહી, તેણી પોતાના બગ ઝવેરાતપર દીન ગુજારતી હતી જયારે બાયરન દશ વરસનો થયો, ત્યારે એના ત્રણો કાકો જે બાયરનનો ઉમરાવ કેહેવાતો હતો તે મરણ પામ્યો એનો કોઇ વારસ ન હતો તેથી બાયરનનો બાપ જીવતો હતે તો તેને પદવી મળવાની વકી હતી,

Though loved thou forborest to grieve me,
Though slandered, thou never couldst shake,—
In the desert a fountain is springing,
In the wide waste there still is a tree,
And a bird in the solitude singing
Which speaks to my spirit of thee.

પણુ આ બેન પર લખેની પ્યાર ભરી કવિતાના કરતા પોતાની બાયડીને લખેની છેલ્લી સલામ ઘણીજ નાજુકાઇ અને ભોલા અંતઃકરણથી લખેલી છે આ સલામ જ્યારે એ વેલાતથી બીજી સફરે ઉપડયો તેજ દહાડેના અખબાર સમાચારમા છપાઇ હતી એ વાચ્યાથી આખા શેહેરમા લોકો ઘણા ગમગીન થયા હતા, અને એ ઊપડી ગયો તે દહાડે આખા ગામે એની પર મોહબત તથા પ્રીતી દેખાડી આ કવિતા એવી નરમ અને અસરકારક છે કે સાધારણ વાચનારની આખમાથી પણ આસુ ટપકે જ્યારે નામીચી મેદમ સ્તેન નામની ફ્રેન્ચ વિદ્વાન સ્ત્રીએ એ સતરો વાચી ત્યારે તેણીએ આખમા આસુ લાવી એવા વિચાર જણાવ્યા કે લેડી બાયરનની શુ કમબખતી લાગી કે આવા નાજુક શુખનો છતા તેણી રીસાઇ રહીછે વળી તેણીએ ઉમેરયુ કે જો તેણીનો વર આવો વિદ્વાન અને લખનાર હોયતો તેની આગળ દુન્યા સર્વ રદછે લેડી બાયરનના પોતાના મનપર આ વાચવાથી કેવી કોમળ અસર થઇ હશે તે એપરથી વીચારી શકાશે જોકે તેણી અણુમણી ફરતી હતી, તથા બાઇ સાથ બરાબર વાતચીત પણ ન કરતી હતી તેવી એવુ ભાસેછે કે તેણીના મનપર જબરી અસર થવી જોઇએ પણ તેણી પછતાઉથી શુ કરે ? તેણીતો તનાકનામુ મેળવી ચુકી હતી બાયરન ઇટાલીમા કેમ જીદગી ગુજારતો હતો તથા શુ શુ કરતો હતો તે સઘળાની તેણી ખબર રાખતી હતી કવિ તેણીને કહેછે કે ' છેલ્લી સલામ ! જો તારી એમજ ખુશી હોય તો આ છેલ્લી સલામ ' જો કે હુ કોઇનુ અપમાન ખમતો ન હતો, પણુ માત્ર તારેજ લીધે આ પેહેલી વાર બાહારના લોકોના હોમનાઓ ખમી બેસી રેહેવુ પડેછે, કારણકે તારૂ નામ વચમા ઘસડવાને હુ નાખુશ છુ જે સુખથી મારા ખોલામા તુ

માથુ નાખી ઊંઘઇ જતી હતી તેવી સંતોષી નીંદ હવે ફરીથી કદી-પણ તું પામશે નહી; જ્યારે ઊંઘાતી હતી ત્યારે તારૂં માથું મારી છાતી સાથે ધડકતું હતું, તેજ છાતીને જો તું ફાડી જોય તો માલમ પડશે કે તારી તરફ મારૂ દીલ કેવું ખાલેશ અને સાફછે, અને ત્યારેજ તું જાણુશે કે આવી રીતે પડતો નાખી ચાલી જવામાં તુંએ ડાહાપણ વાપડ્યું નથી. જો કે લોકોતો તને વખાણશે અને મારાં દુઃખ પર હસશે તો પણુ તેથીજ તારે વીચારવું જોઇતું હતું કે બીજાને દુઃખ દઇ વખાણ પામવી કઇ દરૂસ્ત લાગે નહી. જો કે (કવિ કહેછે) મારામાં ઘણીક ખામીઓ છે તોપણ જે છાતીપર તું માથું નાખી સુતી હતી તેજ છાતીને જખમ કરતાં તને શું આંચકી લાગી નહી ? પણ યાદ રાખ કે ફારગતી લખી લીધાથી તને કઇ ખુશી થવાનું કારણુ નથી, કાય કે આરનો જોશ કઇ એકદમ દબાઇ જતો નથી. બંને જણાં જીવીએ છીએ અને તેથી મોટો વીચાર તો એ ઊઠેછે કે છતે ભરથારે તું રંડાપો ભોગવેછે, અને છતી બાયડીએ હું અશતાયો છું. પણ વલી વીચાર કર, કે જ્યારે આપણી છોકરી મોટી થશે, અને "બાવા" કરી હક મારશે ત્યારે શું તેને તું અટકાવશે, અને તેને શું જવાબ દેશે ? શું તે વખતે તારા મનમાં મારે વીશે કઇ વીચાર ન આવશે ? જ્યારે મારી છોકરીને તું પાંશામાં ચાંપી મીઠી બોકી લેશે, ત્યારે તેના બાપને પણુ તું જરૂર યાદ કરશે ! જ્યારે તેણી મોટી થશે અને બાપના ચેહેરા મીશાલ તેણીનો ચેહેરો ખીલશે ત્યારે પણુ તેણીને જોઇને તારૂ દીલ મારી તરફ કેવું ખેંચાશે ! આખી દુન્યાથી તુટે નહી તેવી મારી મગરૂરી તુંએ તોડીછે અને હવે મારો જીવ પણુ તોડછોડમાં પડ્યો છે."

Fare thee well ! and if for ever,
   Still for ever, fare *thee well* ;
Even though unforgiving, never
   'Gainst thee shall my heart rebel.

Would that breast were bared before thee

[illegible]

   Which thou ne'er canst know again :

Would that breast, by thee glanced over,
  Every inmost thought could show!
Then thou wouldst at last *discover*
  'T was not well to spurn it so

Though the world for this commend thee,—
  Though it smile upon the blow,
Even its praises must offend thee,
  Founded on another's woe

Though my many faults defaced me,
  Could no other arm be found,
Than the one which once embraced me
  To inflict a careless wound?

Yet, oh yet, thyself deceive not,
  Love may sink by slow decay,
But by sudden wrench, believe not,
  Hearts can thus be torn away.

These are words of deeper sorrow
  Than *the wail above the dead*,
Both shall live, but every morrow
  Wake us from a widow'd bed.

And when thou wouldst solace gather,
  When our child's first accents flow,
Wilt thou teach her to say "Father"!
  *Though his care she may forego?*

When her little hands shall press thee,
  When her lip to thine is press'd,
*Think of him whose prayer shall bless thee,*
  Think of him thy love had blessed!

Should her lineaments resemble
  Those thou never more mayst see,
Then thy heart will softly tremble
  With a pulse yet true to me.

Every feeling hath been shaken,
  Pride which not a world could bow,

Bows to thee—by thee forsaken,
Even my soul forsakes me now.

Fare thee well!—thus disunited,
Torn from every nearer tie,
Sear'd in heart, and love, and blighted,
More than this I scarce can die.

---

## પ્રકરણ ૨૫મું.

બાયરનનાં સર્વ કાવ્યોનું ટુંક વર્ણન આપ્યા પછી એનું હજુર એક મોટું કાવ્ય તપાસવાનું રહ્યુંછે.તે "ડોન જુવાનની કાહાણી" છે. એ કાવ્ય તેની હાલની અસંપૂર્ણ હાલતમાં મીલ્ટનના *Paradise Lost* કાવ્ય તથા વરજીલનાં *Æneid* પુરુન કે જેટલું મોટું છે. એ કાવ્ય ઇટાલી દેશમાં ઇટાલ્યન કવીઓની ઢબ પ્રમાણે ઇંગ્રેજીમાં લખ્યું છે. આખા યુરોપની રાજદ્વારી તથા સંસારી બાબદોપર આ ટીકાકાર કાવ્ય રચ્યું છે. દેશેદેશની અનીતી તથા બદચાલો એમાં ઉંઘાડી પાડી છે. Don Juan કાવ્ય કાહાણીના આકારમાં લખ્યું છે, તેથી બેવડું મનોરંજક થઇ પડે છે, અને તેથીજ તે ઘરેઘર વંચાય છે. એમાં હસવાના બહુ ઢોંગ સમાવેલા છે તથા સેજર ટીકા પણ કીધા છે. જયારે યુલીસીસના બાહાદુરી ભરેલાં કામોથી શણગરાયલું Illiad હોમરને જશ આપેછે, તથા ઇનીયાશની કારકીરદીથી વખણાયલું *Æneid* કાવ્ય વરજીલની કિર્તીમાં ઉમેરો કરે છે, તથા અચલના પેહેલવાનોની બાહાદુરીનું તથા તેમની દેહેશતનાંક લડાઇઓનું ચીત્ર આપવામાટે તેસો, એરીઓસ્તો, ફીરદોશી અને સ્પેનસર પંકાઇ ગયાછે, તથા બેહેસ્ત દોજખની હેરત ભરી બુલંદ કવિતાથી મીલતનનું નામ અમર રહેશે અને રહ્યુંછે, ત્યારે બાયરન પણ Don Juan અને Childe Harold ના કાવ્યો લખવાથી તેમની સંફમાં ઉમેરાયોછે.જયારે એ સર્વ લખનારાઓ આગલી તવારીખને લગતી વીગતોનું બ્યાન કરી ગયાછે, ત્યારે બાયરણે તો આ ઓગણીસમી સદીનો ખરો હાલનો ચીતાર આપણી આંખ આગલ મુકયો છે. આ બુલંદ કાવ્યનો જે ટુંક સાર આપવાની હમે અહી તજવીજ

કીધી છે તે સંપૂરણ સમજવો નહી. આ કવિતા વાંચવાથી જે ખુશાલી અને ધડો મલે છે તે બંને જાણવા જોગ છે. આ કાવ્ય સમજવાને ઘણું અઘરૂં છે કાંયકે એમાં સર્વને શીયાલમાં લપેટીને ઉધડા લીધા છે તથા એમાં ઘણીક વાતો ભેલસેલ આપી છે. વલી એમાં જે જે બદ અનીતીઓ ઉઘાડી પાડી છે તે એક ખરા સમજક વાંચનારનેજ સમજાશે. એમાં જે જે બોલો અને વાકયો વાપરયાં છે તેજ ચાનાક આપનારાં છે. એ કાવ્ય સોલ ભાગમાં પ્રગત થયું છે, અને તોપણ બાયરણના અચાનક મરણને લીધે તે અધુરૂં રહી ગયું છે. એકેક ભાગમાં કાઉપરના Task જેટલું લખાણ આપેલું છે. આ સોલ ભાગો એણે પાંચ બરસે પુરા કીધા, અને ઘણોખરો ભાગ પેલી ઇટાલ્યન ઉમરાવજાદીનાં આરામગાહોમાં લખ્યો હતો, અને ત્યાંથીજ વેલાત મોકલાવામાં આવતો હતો. બાયરણનાં ઘણાં ખરાં કાવ્યોમાં એની પોતાની સંસારી હાલત વાંચનાર આગલ રજુ કીધેલી જોવામાં આવશે. Prisoner of Chillon સીવાય કોઇ પણ કાવ્ય એવું નથી કે જેમાં એનું પોતાનું સ્વરૂપ ન દીસતું હોય. Beppo, Childe Harold, Don Juan, વગેરે કાવ્યો સાબેતીમાં આણી શકાશે. વલી એનાં Giaour, Lara, Manfred વગેરે કાવ્યોમાં પણ એની જુવાનીના પ્યારની વીગતો સમાવેલીછે.

ડોન જુવાનની મા તથા બાપ સ્પેન દેશનાં કેદીઝ શેહેરમાં રેહેતાં હતાં; તેમને પેટે ડોન જુવાનજ માત્ર અવતરયો હતો. એનો બાપ ઉડાઉ હતો, અને ઘણાજ બુરા લખ્ખણમાં પડતો હતો. થોડા તો એમ પણ બોલતાંકે એની એક બે છુપી માશુકો પણ હતી. ડોન જુવાનની મા ઘણી ક્રાંતા વાલી હોવાથી તે કઇ પોતાનાવરની આવી ચાલ સાંખી શકી નહી, તેથી બંને વચે કુટફાત થઇ અને બાયડી તો તલાક લેવા નીકલી. પેહેલાંતો તેણીએ તબીબોને બોલાવી વર ઘેલો ન થયો હોય તે માટે તપાસ કરાવી. (અહી બાયરન પોતાની બૈરીની ચાલ માટે ટીકા કરેછે). પણ અદાલતે સરઘસ ચડયું તેટલામાં તો ડોન જુવાનનો બાપ મરણ પામ્યો તેથી તેની આબરૂ રહી અને એમ ઢંકાઇ ગઇ. ડોન જુવાનની મા કેવી હુશીઆર છે, તે કવી મનખમાંજ જણાવેછે.

Her favorite science was the mathemetical,
  Her noblest virtue was her magnanimity,
Her wit (she sometimes tried at wit) was Attic all,
  Her serious sayings darkened to sublimity,
In short, in all things she was fairly what I call
  A prodigy—her morning dress was dimity,
Her evening, silk, or, in the summer, muslin,
And other stuffs with which I won t stand puzzling

જ્યારે ડોન જુઆનનો બાપ મરણ પામ્યો ત્યારે તેન એક મશુકને એક યાહુદીએ અને બીજીને એક પાદરીએ રાખી સ્પેનીશ પાદરીઓ કાથોલીક પંથના હોવાથી તેઓથી પરણાય નહી વાસ્તે તેમની આન પર કવીએ ટીકા કીધા છે એટલે ટીકા કાર જખાણને લીધે એની સામે જમગ હોમનાઓ થયા હતા, અને દેવળોમા એને માટે ખાસ બાવાણો અપાતા. પણ જ્યા સુધી માણસોની એમ ન ઉઘડે ત્યા સુધી તેઓ ઠેકાણે આવે નહી તેથીજ કવીએ જોખમ માથે લઇ આ કાવ્ય બાહાર પાડ્યુ છે

But ah ! he died, and buried with him lay
  The public feeling and the lawyer s fees,
His house was sold, his servants sent away,
  A jew took one of his two mistresses,
A priest the other—at least so they say

હવે ડોન જુઆન બાપની મીલકતનો વારસ થયો, તેથી એની કેળવણી પાછળ ટરે એની માનુ ધ્યાન દોડ્યુ. એના બાપના જેવો લુચ્ચો એ ન નીવડે તે વાસ્તે તેણીએ ખુબ સભાન લઇ ઘરે શીક્ષક બોલાવી ઘણીજ નેક અને ઉમદા ચોપડીઓથી એને અભ્યાસ કરાવ્યો ઉસ્તાદો શુ શુ શીખવેછે તથા કેઇ ચો-પડીમાથી શીખવેછે તે સતનુ જાતે તપાસતી, અને એકુ ચોપડીમા જો કઇ ખરાબ વીચાર ઉતપન કરે એવો શબ્દ જણાય તો તે પુસ્તક રદ કરતી, અને જેમ બને તેમ નીતીનો ધર્મ પુસ્તકો માથી ઉપદેશ આપતી.

Sagest of women, even of widows, she
  Resolved that Juan should be quite a paragon,
And worthy of the noblest pedigree

વલી છોકરો કેડે પણ ખરાબ નજર ન્હોડાવે નહી તેની પણ સભાલ લેતી. તથા તેને પોતાની આગનથી ખમેડતી નહી. વરી ઘરમાથી જુવાન ચાકરડીઓને કાઢી મુકી ઘરડી દાસીઓ ગખતી, એ પ્રમાણે નાનપણમા તેની જતન લેતી હતી

She scarcely trusted him from out her sight,
  Her maids were old, and if she took a new one,
You might be sure she was a perfect fright
She did this during even her husband's life—
I recommend as much to every wife

જ્યારે ડોન જુવાન સોળ વરસનો થયો ત્યારે તે ઘણો ખુબસુરત પણ શરમાળ દેખાતો જુવાનની મા પોતાના ઘરમા કોઇ જુવાન છોકરીઓને પણ આવવા જવા ન દેતી એણીની માન એકજ સહેણ હતી, અને તેણી ઘણી સાફ દામાન તથા વરી જુવાન કરતા સાત આઠ વરસ વડી હતી તેથી માત્ર તેમા મન વા આવવાની તેણીનેજ છુટ હતી વલી આ ખુબસુરત અબના એક પચાસ વરસના બુઢ્ઢા સાથ પરણેલી હતી તેથીડોન જુવાનની માયને કસી અડચણ રહીનહી બાયરન કવિ મશ્કરી કરેકે કે જુવાન છોકરીઓ પચાશ અને શાઠ શાઠ વરસના બુઢ્ઢા ભરથારો કરી લયછે, તેમના કરતા પચીશ પચીશ વરસના બે ભરથાર કરે તો તેમને કેવુ સારૂ થાય ! આજના પારસી તથા હીંદુ બેગને, એ વાત ધડો લેવા જોગછે !

Wedded she was some years, and to a man
  Of fifty, and such husbands are in plenty,
And yet I think instead of such a ONE,
  'T were better to have TWO of five and twenty,
Especially in countries near the sun

પણ જેમ બુઢ્ઢાઓ જુવાન બૈરીને માટે મનમાં ઘણી ધારતી ગખેછે અને લોકોની અદેખાઇ કરે છે તેમ આ ઘરડો પ-

ણ જુલીયા (ડોન જુવાનની માની પેલી સ્હેણ)ને માટે મનમાં બહુ બીહીતો હતો. આગલ જુલીયા ડોન જુવાનને રમાડતી હ-તી, પણ હવે તે સોલ વરસનો થયો ત્યારે તો તેણી તેનેથી શ-રમાવા લાગી. જોકે તેણી દરરોજ જુવાનના ઘરમાં આવતી જતી હતી, પણ હવે તો વાત કરતી પણ નહીં. જુવાન પણ એણીથી શરમાવા લાગયો, અને એણી આવે ત્યારે અદબ અદાથી ફર-વા લાગ્યો. વલી જુવાન તેણીના ઘરમાં પણ મલવા જતો હતો, તેથી બંને જણાનું મન કુદરતી રીતેજ એકમેક તરફ વીગલ્યું. જુલીયાએ સોગંદ લીધા કે હવેથી જુવાનના ઘરમા જવું નહી તથા જુવાનને પણ પોતાના ઘરમાં દાખલ કરવો નહી. વલી રા તના જીસસની કુવારી માને ઘણીક આજેજી કીધી કે તેણીના મનના વીચારો ફેરવે, અને તેણીનું દીલ શાંત અને સ્વચ્છ રા-ખે ! પણ બીજેજ દહાડે કઇ બંદગી ભુલી ગઇ કે શું કે તેણી વલી તેને ઘર ગઇ, અને મનમાંજ ગોફ્તેગો કીધી કે આવા ના-દાન છોકરાથી બીહીને દુર રેહેવામાં નાહેક વધારે ખરાબ લા-ગેછે, તે કરતા તેણી હીમતથી શાંબે થઇને ગમે તે થાવો પણ આબરૂ લુટાવા દેશે નહી! પણ એવામાં દીવાનખાનાનું બારણુ ઉઘડયું કે જુવાન સામો થયો અને વલી તેણીની છાતી ખુબ જોરથી ધડકવા લાગી. પણ તેણી હીમત રાખી અંદર દાખલ થ-ઇ અને થોડી ઘણી શાધારણ ગોફ્તેગો કરી ઊઠી ગઇ. જુવા-ન પણ દહાડે દહાડે બેખબરો બની ગયો અને હમેશ તેણીનો-જ વીચાર કરવા લાગ્યો. થોડાક મહીનાને અંતરે એવો એતેફાક બન્યો કે બાગમાં જુવાન અને જુલીયા સાથે એકલાંજ એકઠાં થઇ ગયાં, અને તેઓ એકમેક સાથ હસી બોલી છુટાં થયાં, ત-થા તે દહાડેથીજ તેઓ બંને વચે છુપી પ્રીતી બાઝી.

> And Julia sat with Juan, half embraced
> And half retiring from the glowing arm,
> Which trembled like the bosom where 't was placed:
> Yet still she must have thought there was no harm,
> Or else 't were easy to withdraw her waist;

આની રીતની છુપી મશલતની જુલીયાનો ધણીને ખબર ન-

ડી અને એક દહાડે રાતનાં એકાએક વકીલ સીપાઇ વગેરે બીજાં ઘણાંક માણસોને લઇને આ ઘરડો અન્યખુચો પોતાનાં ઘરમાં દાખલ થયો. જોકે જુલીયાએ ચાવચેતી રાખી એક માણસને ચોકી રાખવા બાહાર બેસાડયો હતો, પણ તે કઇ ઘરના ધણીને અટકાવી શકયો નહી તેથી સઘલા લોકો હાથમાં બલતી મસાલ લઈ રાતના દસેક વાગાના સુમારે દોડી આવ્યાં. જુલીયાના વરે જોરથી તેણીના સુવાના ઓરડાનું બારણું ઠોક્યું તેથી દાસીએ આવી પેહેલી પેહેલીએ ઊઘાડયું, અને જુલ્યા તથા દાસી બંને જણાં ગભરાઇ ગયલાં હોય એમ દેખાવા લાગાં. એક પછી એક ઘણાક પુરૂષો દાખલ થયા જેથી જુલ્યા અને દાસી બંને ફીકાં પડી ગયાં, અને ખુબ શરમાવા લાગાં. યુરોપીઅન સ્ત્રીઓ ઘણાજ અસાધારણ પોષાકમાં બીછાને જાય છે તે ઘણા ખરા વાંચનારા જાણતા હશે, તેથી તેમનુ દીલ વદન નગન હોય તેવું દેખાય છે, અને તેથીજ આ બંને ઓરતોનું કેવું માન ગયું હશે તે વીચારવું શેહેલ છે દાસી પછી હોવાથી બારણું ઉઘાડયું તે અગાઊ શર્બ પોઢવાની ચાદર તકીયા વગેરે રઘુચકર કરી નાખ્યા હતા, કે એવું જણાય કે બંને જણાં ભર ઊંઘમાંથી ચોંકીને ઉઠયાંછે. જુલીયાનો વરતો મોરી, કબાટ, પેટી, પેટારા વગેરે સર્વે એક પછી એક તપાસી તપાસીને જોવા લાગો પણ એક કલાક સુધી ખોલ કરતા કોઇએ સરદ હાથ આવી નહી. આથી તે અને તેની સાથનાં સર્વે માણસો નીરાશ થઇ ઉભાં. અને હવે જુલીયા એકેદમ નીર્દોષ હોય તેમ આંખમાં આંસુ લાવી પોતાના વરને ખુબ દમ ભરાવા લાગી. રાતની વખતે છાકતો અધ્ર પ્રરમાં આવી પાંચ પંદર માણસો સાથે નકામુ ટ્રોખટ્ર કરેછે તે માટે તેને બધાઓના દેખતાં ખુબ વખોડયો. તેણે એક પાક દામાન નારની આબરૂ પર વગર જાણ્યે હોમલો કીધો તે માટે તેની સામે તેણી વેર લેશે, તથા મોટા સરદારો, વકીલો અને ઉમરાવો (જેઓ તેણીની સાથ પેહેલાં પરણવાને ઘણાજ આતુર હતા) તેમને સર્વને નાખુશ કરી એણી એની સાથે પરણી આવી આવું અપમાન પામી, તે માટે તેની ઉર જારબેજાર ખુરા શુખનો

બોલવા લાગી પેલાં બુદ્ધો વકીલને સાથે લઇ આવ્યો હતો તેને પણ જબરો ઉધરો લીધો, અને આખરે વધારે ન બોલાયું ત્યારે રડવા લાગી. પેલો ઘરડો તો પોતાની કમઅકલ માટે ખુબ પસતાવો કરવા લાગ્યો, અને દાસીએ પણ તેને ઠગનો ઓરડામાંથી આખા રસાલા સાથ બાહાર કાઢ્યો: કપરાં પેહેરવાને મસે દાસીએ જ્યારે સર્વને બાહાર કાઢયા અને બારણે અડગરો પુર્યો કે એકદમ ડોન જુવાન બીછાનામાંથી કુદી પડ્યો, અને અતીશ ગભરાતો અકડાતો હોય તેમ ધ્રુજવા લાગ્યો. જો કે આખો ઓરડો તારાજ કીધો, તથા બીછાનુ પણ તપાસીને જોયું હતુ ત્યારે તો કોઇએ મલ્યું નહી, પણ જ્યારે સર્વ જણા બાહાર ગયાં કે એકાએક એ ક્યાંથી કુદી આવ્યો! પોતાના નગન દીસને લીધે જુલ્યાએ મોટો બંદુસ ઓઢયો હતો તેમાં જુ ાન પાતળો હોવાથી વીંટળાઇને જુલ્યાના ખોલા આગલજ અંદર સંતાઇ બેઠો હતો!

No sooner was it bolted, than—Oh shame!
  Oh sin! Oh sorrow! and Oh womankind!
How can you do such things and keep your fame,
  Unless this world, and t' other too, be blind?
Nothing so dear as an unfilch'd good name;
  But to proceed—for there is more behind:
With much heartfelt reluctance be it said,
Young Juan slipp'd, half—smother'd from the bed.

વખત ઘણો ટુક હતો, તથા વળી જુલીઆનો વર પોતાના સોયાંને રવ ના કરી તરત પાછો આવશે એની સઘળાંની ખાતરી હતી, તેથી કાવતરાખોર દાસીને કંઇપણ ઉપાય શોધી કાઢવાને જુલ્યાએ ફરમાવ્યું. જુવાન તો જુલીયાને ટોટે વલગી રહયો તેથી તેને એકદમ ધમકાવીને દાસીએ પાસેની નાહવાની ઓરડીમા હાલ તરત તેને બંધ કીધો, અને તેવામાં પેલા બુઢ્ઢાના આવી લાગવાથી દાસી બને માટી બૈરને ઓરડામાં એકલાં મુકી પોતાના ઓરડા ભણી ચાલી ગઇ. જુલીઆના વરે બાયડીને જેમ તેમ મુમજાવી ઠંડી પાડી, અને પોતાની ચાલને માટે દલગીરી જણાવી. પણ સામી જુલ્યા તો સતી થવા નીકળી અને તેની

પ્રગળ ચાલને માટે ઘણાક ઠીકા કીધા. બૈરાંઓથી સચાઇની આશા રાખવી તદન ફોકટ છે એમ બાયરન કહી જાયછે.

> The charming creatures lie with such a grace,
> There's nothing so becoming to the face.

પણ એક નજીવી ચીજથી સર્વ ધ્યાન બગડયો. બંને જણ વાત કરતાં હતાં તેવામાં પેલા બુડ્ઢાનો પગ એક જોડા સાથ અડકયો, અને તે પરથી તપાશી જોતાં તે તો એક મરદનું બુટ માલમ પડયું. આથી તે ઘણો રીસે ભરાયો, અને એકદમ દીવાનખાનામાં તલવાર લેવા દોડી ગયો. જુલ્યાએ તરત ઉઠીને જુવાનને કોથડીમાંથી બાહાર કાઢયો, અને બાગનાં બારણાની કુચી આપી તેને નાસી જવા કહયું. પણ જુવાન તો તદન વસ્ત્ર વગરનો હતો, તેથી કપડાંની વાત કાઢી, પણ જુલ્યાએ બોસ કરી અંધારામાં ઘર બણી એકદમ નીકલી જવા કહયું. આણીગમથી બુડ્ઢો તલવાર ફેરવતો આવી લાગો અને પેલી મેરથી જુવાન નાસવા જતો હતો તે તેની સામો થયો, અને અંધારામાંજ બંને વચે જબરી મારામારી થઇ. જુવાન ચપલ હોવાથી પેલાની તલવાર છીનવી લઇ તેનેજ બે ત્રણ જરબ લગાવી વસ્ત્ર વગરજ ઘર જતો રહયો. બીજે દહાડે આ બનાવની હકીકતથી આખું શેહેર ગાજી રહયું, અને પેલા બુડ્ઢાએ વરઘોડો દરબારે ચડાવી તલાકનામું મેલવ્યું. જુવાનની માએ પોતાની સઘલી તજવીજ છતાં દીકરાને જબરા બાડામાં આવી પડેલો જોઇને તેને ગામની બાહાર મોકલવાનો ઠરાવ કીધો. જુલીયા તો મઠમાં જઇને રહી હતી, તેથી તેણીએ જયારે સાંભલ્યું કે જુવાન પરદેશ જાયછે ત્યારે તેની પર એક છેલ્લો પયાર પત્ર લખી મોકલ્યો. એમાં તેણી તેને જણાવેછે કે તેણીના જીગરમાં તેમની મોહબત તો તાજીજ છે, અને જોકે માન પાન સર્વ તેણી ખોહી બેઠી છે તોપણ તેણીનો આતશ હજુર બુજાયો નથી. પુરૂષ તો દેશ પરદેશ ફરશે અને મોજમજાહ કરશે. પણ સ્ત્રીનું જો એક વખત માન ગયું તો પછી તેણીની જીંદગી રદ થઇ પડેછે. તેણી તો દરરોજ મોત માગેછે, અને જયાંસુધી

જીવશે ત્યાં સુધી તેના ભલાં માટે હમેશ દુવા માગશે. આ પંત્ર એવી મધુર અને મીઠનસાર ઇબારતમાં લખ્યું છે કે વાચતાં આંખમાંથી આંસુ ટપકેછે. એક બે ફકરા અહી તેમાંથી આપ્યાછે.

I loved, I love you, for this love have lost
  State, station, heaven, mankind's, my own esteem,
And yet cannot regret what it hath cost,
  So dear is still the memory of that dream!
Yet if I name my guilt, 't is not to boast,—
  None can deem harshlier of me than I deem:
I trace this scrawl, because I cannot rest—
I've nothing to reproach or to request.

Man's love is of man's life a thing apart;
  'T is woman's whole existence. Man may range
The court, camp, church, the vessel and the mart,
  Sword, gown, gain, glory, offer in exchange
Pride, fame, ambition, to fill up his heart,
  And few there are whom these cannot estrange:
Men have all these resources, but we none,—
To love again, and be again undone.

બીજા ભાગમાં કવિએ જુવાનની વાહાણની મુસાફરીનું બયાન કીધું છે. એની માએ એની સાથે બે ચાકર તથા એક ધર્મગુરૂ—અને ઘણોંક ખજાનો તથા અસબાબ આપી એને રવાનાં કીધો હતો. પણ કમ ભાગ્યે થોડાક દહાડાના રસ્તાપર ગયા પછી વાહાણ ખરાબા સાથ અથડીને ભાગી ગયું, તેથી એના સર્વ માલમતાનો નાશ થયો અને ઘણાંક માણસોના જાન સાથે એના બે ફરમાબરદરો પણ ડુબી મુવા.

Then rose from sea to sky a wild farewell,—
  Then shrieked the timid, and stood still the brave,—
Then some leaped overboard with dreadful yell,
  As eager to anticipate their grave;
And the sea yawn'd around her like a hell,
  And down she suck'd with her the whirling wave,
Like one who grapples with his enemy,
And tries to strangle him before he die.

આવા દેહેશતના વખતમાં જુવાન પોતાના કુતરા સાથે એક ભયંકર મછવામાં કુદી પડયો, અને પોતાના ગુરૂને પણ મદદ કરી અંદર લીધો. આ સર્વે મળી ત્રીસેક માણસો હતા. એમને થોડું ઘણું ખાવાનું લીધાથી તથા એક દારૂનું પીપ હાથ લાગવાથી બે ત્રણ દહાડામાં મસ્તી તોફાન કરી સઘલો ખોરાક પુરો કીધો, અને પછી ભુખે મરવા લાગા. મછવામાં કચડાઇને બેસવાથી ગતનાં ઉંઘ પણ કોઇ જાણતું ન હતું દીસે તાપ અને રાતનાં ઠંડીથી તેઓ ઘણાં હેરાન થવા લાગા. જખમીઓએ નબલાઓને જીવતાને જીવતા નાખી દીધા, અને બે ત્રણ દહાડા તો વાહાણના દોરડાં તથા જોડાના ચામડાંપર એઓએ સંતોષ પકડયો. આઠ દહાડાની અંદર તો ત્રીસ માણસમાથી પંદર માણસો મછવામાં રહ્યા; બાકીનાં સર્વે મરણ પામ્યા હતા. આ લોકોએ ઘણો ભુખમરો પડ્યાથી એક દહાડે જુવાનના કુતરાને કાપી ખાધો અને બીજે દહાડે ઘણી ભુખ લાગવાથી માણસોને ભક્ષ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. જુવાન આ વાતની સામે થયો, પણ બીજા બધાઓએ તેને બેસાડી મુકયો, અને જુવાનનાંજ ગજવામાંથી પેલું જુનુંપાનું છેલ્લું કાગજ કાઢી સોરતોના વાંતો કીધા. સોરતી કાઢતાં તો જુવાનના ગુરૂનું નામ આવ્યું, અને આ પાદરી સાહેબ જરા ફરબે હતા તેથી બધા જણા વધારે ખુશ થયા. પાદરી સાહેબ તો નામ સાભલીનેજ લેલિગુગુર થઇ ગયા અને અરધા મુવેલા હોય તેવા દેખાવા લાગ્યા, તેથી ધારતીનો મારયો જલદીથી પ્રાણ છોડશે એવું વીચારી તેને તરતજ જબેહ કરવામાં આવ્યો, અને જે કસાઇ બચાએ છુરી ફેરવી હતી તેણે પોતાનાં દામ તરીકે લોહીની ધાર આગલ પોતાનું મોહડું પેહેલાં ભીડ્યું. જુવાન તો ઘણોજ કમકમવા લાગો, અને આ માણસ ભક્ષ કરનારાઓને હજારો હજાર શાપ દેવા લાગો. જેટલા જણે આ ગુરૂનું માંસ ખાધું તેટલા સર્વે ઘેલા બની ગયા, અને તરસ ન છીપલી રેહેવાથી દમ પર દમ દરીઆનું પાણી પીવા લાગ્યા. આથી દસેક માણસો રીબીરીબીને મરણ પામ્યાં, અને એમને દરીયામાં નાખી દેવા જેટલું જોર પણ બાકીનાઓમાં હતું નહી,

તેથી હનસેલી હનસેલી દરીયામાં ફેંકી દેવામાં આવ્યાં. બાકી રહેલા ચાર માણસો પણ ભુખમરો ન બરદાસ્ત થવાથી મરણ પામ્યા, અને જુવાને પણ પોતાની જીંદગીની આશા છોડી. પણ મછવામાં મરણ પામવાના કરતાં એણે આખરે એક ડગ આગલ મછવો વહીા ત્યાં નખાવી દીધું અને થોડોક વખત તરીને બેભાન હાલતમાં એક સામા ટાપુના કીનારાપર ઘસડઇ ગયો. પણ એતેફાક એવો બન્યો કે તેજ કીનારાપર એક ચાંચીયાઓના સરદારનું ઘર હતું અને તેની છોકરી અને દાસી હમેશ સાંજનાં આ કાંઠા તરફ આવતાં હતાં તેથી તેમની નજર આ મુડદાં પર પડી, જુવાનના દીલપરનાં કપરાં સર્વ ધોવાઇ ફાટી ગયાં હતાં તેથી તે આદરજાતકીનારાપર ઘસડઇ આવ્યો હતો. પેલી બંને સ્ત્રીઓએ. તેને ઉંચકી ફેરવો જરા હુશયાર કીધો, અને જુવાનની આંખ સેહેજ સાહજ ઉઘડી,

And slowly by his swimming eyes were seen
A lovely female face of seventeen

પેલી સરદારની છોકરી તથા દાસી મલી જુવાનને એક પાસેના ગોફામાં લઇ ગયાં, અને ઘણાક દહાડા સુધી એની માવજત કરી એને સારો કીધો. પોતાના બાપની બહુ ધાક હોવાથી હાએદી (પેલા ચાંચીયા સરદારની છોકરીને એ નામે બોલાવામાં આવતી હતી) એને પોતાના ઘરમાં લઇ ગઇ ન હતી, પણ પાસેના એક અણજાણ્યા ગોફામાં તેને માટે સર્વ સામાન વગેરે પુરો પાડી નાખ્યો હતો. એ ત્રણ મહીને જુવાન બીછાના પરથી ઉઠ્યો, અને ફરવા હરવા લાગ્યો. હાએદી બોલતી તે તે સુદલ સમજતો નહીં, અને જુવાન બોલતો તે તેણી સમજતી નહી, તેથી તેઓ અસારતથી વાત કરતાં હતાં. હાએદીએ આસ્તે આસ્તે તેને પોતાની ભાષા પણ શીખવી, તથા તેને સાથે ફરવા લઇ જવા લાગી. આ વખત તેણીનો બાપ સરદાર હતો, પણ જ્યારે તે બાહાર સફર પર જતો હતો ત્યારે એણી સરદારપણું ભોગવતી હતી. વલી તુરકી લોકોના રેવાજ પ્રમાણે તેણીએ ઘણાખરા દહાડા જનાનામાં કાઢયા હતા તેથી જુવાન

જેવા ખુબસુરત જવાનને જોઇને તેણી બહુ મલકાતી હતી વલી તેણી એવી નીર્દોષ હતી કે જ્યારે જુવાન દરીઆમાં નાહવા ઉતરતો હતો ત્યારે તેણી સામા પથરાપર બેસી મગ્નહ બેલવતી.

Both were so young, and one so innocent,
That bathing passed for nothing.

વલી આદણી રાતનાં તેઓ બંને એકલાં સેલગાહે નીકલતાં અને એક બીજા સાથે છુટથી ગેલ કરતાં. જુવાન છેલ હતો અને તેને પ્યારબાજી તો હમેશ ભાવતી હતી તેથી પેતી નીર્દોષ છોકરીને તે ગમે તેમ સમજાવતો હતો.

Alas! they were so young, so beautiful,
So lovely, loving, helpless, and the hour
Was that in which the heart was always full,
And having o'er itself no further power,
Prompts deeds eternity cannot annul

પણ અત્યાર સુધી હાએદીનો બાપ શું કરતો હતો ! તેણીની માતો એણીના બચપણમાજ મરણ પામેલી હતી, અને બાપનો ધંધો તો લુટફાતનો હતો. વાહાણો પકડવાં, ગોલામો વેચવા, લોકોના વગર કારણે જાન લેવા, એ તેનો ધંધો હતો. એથીજ એણે બાદશાહી દોલત ગેલવી હતી, અને જ્યારે જુવાન પેહેના કીનારાપર આવી પડયો ત્યારે તો ઘણાક મહીના અગાઉનો એ પોતાના કાફલા સાથે માણસોને તથા એકાંત આગબોતોને દુર પકડવા ગયેલ હતો. ઘણાક મહીના વહી ગયા પણ તે ન ફરયો તેથી કોઇએ એવી બુમ ઉરાડી કે તે તો દરીયામાંજ મરણ પામ્યો આ વાત જ્યારે આ ટાપુમાં ફેલાઈ ત્યારે આખા ગામે શોગ પાલયો, અને પોતાના બાપના મરણ પછી થોડે મહીને હાએદીએ લગનની ધામધુમ કીધી. એ વખતે તેણીના બંગલામાં ધુમ ચકર મીજલસ મલી હતી, અને ખાણાપીણાં ચાલતાં હતા ગાયણ, વાજા, ગીત, રામસગરેના રાગો, તથા લોકોની દોડાદોડીથી આખો મેહેલ ગાજી રહયો હતો. એક ગમ સુંદર સુનાની કન્યાઓ નાચતી નાચતી ગીત ગાતી હતી, બીજી

ગમ ખાણાની મેજપર કોઇ આપવા બેઠા હતા, કોઇ દારૂ પીતા હતા અને જુવાન તથા તેની માશુકનીત દરોસ્તીની સલામતી ચાહતા હતા, કેટલાક છોકરાએ વાડીમાં બેઠા બકરા સાથ ચેડા કાઢતા હતા, અને તેમને ફુલોના હારથી શણગારતા હતા, તથા કેટલાક બુજરગો તો ગજન પાશાની વાત સાભનવા બેઠેલા દેખાતા હતા

And further on, a troop of Grecian girls,
  The first and tallest her white kerchief waving,
Were strung together like a row of pearls,
  Link'd hand in hand and dancing, each too having,
Down her white neck long floating auburn curls—
  (The least of which would set ten poets raving),
Their leader sang, and bounded to her song,
With choral step and voice the virgin throng.

એક ચાંદણી રાતનાં પારસીઓના ઘરમાં ગવાતા ગરબાની યાદ આ શ્લોક વાંચતાને વાર કોણને ન આવશે ? પણ વાતતો અધુરી રહી ગઇ છે—જ્યારે આ પ્રમાણે ટાપુમા ધામધુમ થતી હતી ત્યારે હાયેદીના બાપના વાહાણે બાનમા લંગર નાખ્યુ અને પેલો આર્ચીપો સરદાર તરતજ કીનારા પર સાંજને વખતે આવ્યો પણ ધામધુમ જોઇને તે તો છકજ થઇ ગયો, અને બહુ અચરતીમા પડયો કોઇ તેને સલામ પણ ન કરતુ. તથા કોઇએ તેને આવકાર પણ દીધો નહી બાયરન કવિ ઘરના વડાઓની મશકરી કરે છે અને તેમને શીખામણ દે છે કે કોઇપણ દહાડે લાંબી મુસાફરીએ જવુ પડે તો ઘરનાં બૈરાની પેહેલી સંભાળ લેવી, કાયકે ઘરના ધણીની ગેરહાજરીમાં બાયડી છકેલ બની જાયછે, અને છોકરી તો કોઈ વખત બબરચી સાથે નીકળી જવા પણ અચકાતી નથી

Wives in their husbands' absences grow subtler,
And daughters sometimes run off with the butler

જ્યારે હાયદીનો બાપ મેહેલમા દાખલ થયો ત્યારે પણ ગડબડમા તેને કોઇએ પીછાન્યો નહી, અને પોતાની છોકરી તેની ગેરહાજરીમાં બહુ લખલુટ ખરચ કરેછે તે માટે અંદેશો લગા

લાગો. એનામા એક જણ તેને હનસેવીને ચાલી ગયો, અને બીજો જણ સામેથી આવીને દારૂની બાટલી તરફ અસાગત ફગ શગબ નોશ કરવા તેડવા લાગો. પણ બુંધો તો મહો શાત ઉભો રહેયો. જો કે એ લુગરો હતો, અને વળી દારૂનો સગદાગ હતો, તોપણ આ વખતે કોઇને પણ દબાવવાના તેણે અખાડા કીધા, અને મનમાજ કીનો ગખી એ સઘળી વાતનો ઘાટ ગોખવા લાગો જોકે એ કડો પણ કજીઆફરોશ હતો, અને એક સ્ત્રીના કરતા પણ એનામા વધારે ફરેબ હતા, તોપણ બાહારથી ધણીજ નરમ ચાલચલણ વાપરતો હતો.

He was the mildest manner'd man
  That ever scuttled ship or cut a throat,
With such true breeding of a gentleman,
  You never could divine his real thought,
No courtier could, and scarcely woman can
  Gird more deceit within a pettycoat

એક ખાણાની મેજ આગળ જઇ હાયદીના બાપે એક જવાનને આ સર્વ રચના તથા ખુશમખ્તીનુ કારણ પુછ્યુ પણ આ જવાન તો દારૂની લેહેરમા મશગુલ હતો તેથી "સાહેબ ખાના પીવાનો વખત છે, આ કઇ પુછવાનો વખત નથી," એમ ટુકમાજ જવાબ દઇ એક બાટલીને ગલાસ આગળ ધર્યું ત્યારે એક પડોશી બોલી ઉઠયો કે "સાહેબ,આપણા શેઠની મુબારક બાદીને માટે આ સર્વ મજલસ બોલાવી છે." પણ તરતજ એક ત્રીજો શખ્સ બુમ પાડી ઉઠયો "મુવો તે શેઠ—તે નહી, તે નહી—આતો આપણા નવા નોજવાન શેઠની ખુશાલી માટે છે" આ લુચ્ચાઓ જાણતા હતા નહી કે તેઓ ઘરના માલેકને તેના મોહડાપરજ ચોપડે છે। જયારે આવી વાત સાભળી ત્યારે પોતાના મેહેલના પછવાડેના બાગણેથી એક આરસ્તરે રસ્તે હાયદીનો બાપ ચડી ગયો, અને ઓરડાનુ બારણુ માહેથી બધ કરી ચુપચુપ ચોકડું ઘડવા બેઠો હાયદી અને જુવાનને આ વાતની કઇ ખબર હતી નહી. તેઓ તો સોલે શણગાર સજીને લાલ મુખડે મજલસમાં બીગજ્યા

Around, as princess of her father's land,
A like gold bar above her instep roll'd,
Announced her rank; twelve rings were on her hand;
Her hair was starr'd with gems; her veil's fine fold
Below her breast was fasten'd with a band
Of lavish pearls whose worth could scarce be told;
Her orange silk full Turkish trousers furl'd
Above the prettiest ankle in the world.

જુવાન જુલીયાને તો આ નવી માશુક આગલ તદ્દન ભુલી ગયો હતો. જ્યારે લગનની ક્રીયા પુરી થઇ અને રોતનાં મીજલસના સઘલાં લોકો ઘરેબારે પધારયાં ત્યારે એક ખાશ આરાસ્તે કીધેલા ઓરડામાં જુવાન પણ હમ્પડી સાથ પધારયો.

* * * The feast was over, the slaves gone,
The dwarfs and dancing girls had all retir'd;
The Arab lore and poet's song were done,
And every sound of revelry expired;
The lady and her lover, left alone,
The rosy flood of twilight's sky admir'd—
Ave Maria! o'er the earth and sea,
That heavenliest hour of heaven is worthiest thee!

આ વખતે જુવાન અને હાયદીને માથે એક ભારૂં વાદલ ગાજતું હતું તેની તેમને ખબર પડી નહી. કવિ કહેછે કે બંને જણાં જો પ્યારમાંને પ્યારમાં આ રાતે એકમેક સાથ વીંતલાયલાં મરી ગયાં હતે તો તેમનું જોડું કેવું ખુશાલ થાત!

Mixed in each other's arms, and heart in heart,
Why did they not then die?

જ્યારે હામ્મેદી અને જુવાન બંને મધુર નીંદમાં પડયાં હતાં, ત્યારે એક ત્રાસદાયક સ્વપનાએ તેમનાં મગજમાં જબરી અસર કીધી પણ સ્વપનો ખલાસ થયો કે હામ્મેદી જાગ્રત થઇ અને જે બે ફરડા ડોલાથી એક શખ્સ તેમના બીછાના આગલ ઉભો ઉભો તેમને નીહાલીને જોતો હતો, તે બે ફરડા ડોલાપર જ્યારે તેણીની નજર પડી, ત્યારે તેણીની ચીચીયારીનું કોણ બયાન કરશે?

O powers of heaven what dark eye meets she there?
'Tis—'tis her father's—fixed upon the pair!

જેની ચીચીયારી પાડી તેણી ઉઠી કે જુવાન પણ જાગી ઉઠ્યો, અને કોઇ ચોર આવેલો સમજી દેવાલપરથી તલવાર લઇ સસરાની સામે થયો, પણ સસરાએ તેની બાહાદુરીપર આફ્રીન કરી તલવાર ઉંચી નાખવાને ફરમાવ્યું. વલી હાયદીએ તેની આગલ આ માણસ વીશે ખરો ખુલાસો કીધાથી જુવાને હાથ ખાંચ્યો અને હાયદી પોતાના બાપના પગપર માથું નાખી રડી પડી એવી અરજ કરવા લાગી કે ગમે તેમ તેણીને મારી નાખવી, પણ આ જુવાન છોકરાને હાથ લગાડવો નહી.

Deal with me as thou wilt, but spare this boy.

હાયદીના બાપે કઇ પણ જવાબ આપ્યો નહી, પણ ફરીથી જુવાનને તલવાર નાખી દેવા ફરમાવ્યું. ઘારતીના મારયાએ એણે તો સાફ ના પાડ્યું. આવો મામલો જોઇ હાયદીના બાપે જુવાન સામે પોતાની પીસતોલ ટાંકી, પણ એક મસતાન વાગણની માફક છેડાઇને હાયદી જુવાનને પોતાનાં પાસામાં દાબી ઉભી, અને પછી બાપને બંદુક ફોડવા ફરમાવ્યું. તેણીની ઝાંઝ અને ચીડ આ સતરોપરથી જણાશે.

For she, too, was as one who could avenge,
If cause should be,—a lioness though tame;
Her father's blood, before her father's face,
Boil'd up, and prov'd her truly of his race.

છોકરી વચમાં આડી આવવાથી પેલા સરદારે બંદુક કોરાણે મુકી, અને એક બે તાલી પાડી એટલામાં તો પંદરએક હથીઆરબંધ માણસો ઓરડામાં દાખલ થયાં. તેણે હાયદીને પોતાની તરફ જોરથી ખેંચી લીધી અને જુવાનને પકડવાનો, તથા તાબે ન થાય તો મારી નાખવાનો, હુકમ આપ્યો. પણ જુવાન ચબરાક હોવાથી પેહેલેજ જરબે એક ચાંચીઆને તેણે જમીદ કીધો, તથા બીજા બે ત્રણ જણને સખત જખમી કીધા, પણ એના પગપર ખંજર પડવાથી એ આખરે બેભાન થઇ પડ્યો, તથા એના બાહમાંથી પુસ્કલ લોહી વેહેવા લાગ્યું. એની

આવી હાલત જોઇ હાયદીએ એક સખત હાય મારી, એક ઝાડ પડે તેમ બેસુદ્ધ થઇ બાપના હાથમાંથી તુટી પડી. જુવાનને મુસકેતાત કરી ચાંચીયાઓ વાહાણપર લઇ ગયા, અને હાયદીને બાપે ઉચકી દાસીઓને તથા વૈદને સવાધીન કીધી. છોકરીને માટે બાપે ઘણા પણ ઉપાય લગાવ્યા, પણ તેનું કઇજ વળ્યું નહી. તેણી મુદ્દલ દવા પીતી નહી, તથા ભમડીને ખોરાક ખવાડે તેપણ કાઢી નાખતી; એ પ્રમાણે બાર દહાડા સુધી ગમગીન ચેહરે બીછાનું સેહેવી મરણ પામી. બાપને જોતી ત્યાંથી આહ ફેરવતી એવી તેણીએ તેનીપર ઝાંઝ રાખ્યો હતી.

Her handmaids tended, but she heeded not;
Her father watch'd, she turned her eyes away;
She recognis'd no being and no spot,
However dear or cherish'd in their day;
They chang'd from room to room, but all forgot,
Gentle, but without memory she lay.

પેલા ચાંચીયાઓએ જુવાનને વાહાણના તબીબ પાસે સારો કરાવ્યો, કારણકે આ ગોરા છોકરાને માટે વધારે પૈસા મલવાની તેમને વકી હતી. જ્યારે બે એક મહીને એના ઘાહ રૂજ આવ્યા, અને જ્યારે તુર્ક પર આવ્યો ત્યારે ઘણાંક માણસોને કેદ પકડાયલાં એણે જોયાં. કેટલાક ઇટાલયન ખેલાડીઓ તથા તેમની સ્ત્રીઓ, હબસીઓ, યુનાનીઓ, ઇંગ્રેજો, વગેરે. ઘણાક માણસોને આ વાહાણપર તેણે જોયાં. ઇસતમબુલની ગોલામ બજાર આગલ તેમને સઘલાને ઊતારવામાં આવ્યાં, અને ધારા પ્રમાણે ભભકાબંધ પોશાક પેહેરાવી આ માણસોને ઢોરની માફક વેચવામાં આવ્યાં. જેમ ઘોડાને ડોકી તથા તેના દાંત તપાસી જોઇ ખરીદ કરવામા આવેછે, તેમજ એકેએક તુરકી આ સોદાની તપાસ કરવા લાગ્યો. ઘણાંકો સસ્તે ભાવે, ઘણાંકો મોંઘે ભાવે વેચાયા. એક શીરકાશીયન જુવાન કન્યાને માટે સુલતાને નજદીક ચાર હજાર રૂપયા આપ્યા.

Some went off dearly; fifteen hundred dollars,
For one Circassian, a sweet girl, were given,

Warranted virgin; beauty's brightest colours
Had deck'd her out in all the hues of heaven.

ગોલામગીરીના ધંધો કરનારાઓનો એવો ધારો છે કે હમેશ બબેની જોડી કરી ગોલામો વેચવા, તેથી આપણા નામચીન જુવાન સાથ એક જોનસન નામે ઇંગ્રેજને જોડવામાં આવ્યો. સુલતાનના મેહેલથી થોડેક દુર આ ગોલામ બજાર આવેલુ છે અને તે દહાડે સુલતાના બારીએ બેઠી હતી તેથી તેણીની નજરે જુવાનનો ખુબસુરત ચેહેરો પડવાથી તેણીએ પોતાનાં એક માનીતા બાબા નામે ગોલામને એને ખરીદ કરવાનો હોકમ આપ્યો. આ બાબાએ તો જુવાન અને જોનસનને ખરીદયા, અને તેમને લઇ મેહેલ બણી ગયો, બાબા ખોજો હોવાથી મેહેલમાં જવાની તેને પુર છુટ હતી, તેથી મેહેલમાંના માણસોએ આ નવા આવનારાઓની કઇ પણ દરકાર કીધી નહી. એવાં એવા ગોલામો તો રોજના સુલતાનના મેહેલમાં ખરી દાયછે. મેહેલનો ઠાઠમાઠ જોઇને આ બંને યુરોપીયનો તો બહુ અજબ થયા. હજારો ઓરડાઓ તથા દીવાનખાનાં ભાતભાતના ગાલીચાથી ત્યાં બીછાવેલા હતા, તથા તરેહવાર જવેહેહર સામાણ આંખને મગન કરે તેમ ત્યાં ગોઠવેલા નજરે આવતો હતો. ઉડતા કામના ખીલારો ફુવારાઓ તો ઓરડે ઓરડે જોવામાં આવતા. બાબા તેમને પોશાકખાનામાં લઇ ગયો, અને પેલા જોનસન નામના ઇગ્રેજને એક તુરકી ગોલામનો છાપ સાથનો પોશાક પેહેરાવીને કઇ બબરચીખાનાના નીચ કામ પર મોકલાવીં દીધો. સુલતાનાની નેમથી કઇ એઓ વાકેફ ન હતા, તેથી જોનસનને રવાના કરી બાબાએ એક શેનશાહજાદીનો પોશાક જુવાનના હાથમાં મુકયો. અને તરત દીલમાંથી કપરાં કાઢી નાખી આ ચલકટો સાતીન અને રેશમનો લેબાશ પેહેરવાને તેને ફરમાવ્યું. જુવાને તો લાટ મારી પોશાક ફેંકી દીધો ને ભભકામાંજ બોલ્યો કે તે કઇ સ્ત્રી નથી કે બાયડીનો પોશાક પેહેરે.

Old gentleman, I am not a lady.

પણ બાબાએ તેને ટુકમાજ ડાહમ્યો. જે તેને ફરમાવવામાં આવે તે કરવાની ગોલામ તરીકે તેની ફરજ તેણે તાનમાંજ સમજવી.

એ લેબાશ પેહેરવાનું શું કારણછે તે કેહેવાને તેણે સાફ ના-
પાડ્યું. જુવાને ઘણી પણ ઘડપચ્ચ કીધી પણ તેનું કંઇ ચાલ્યું
નહી. કોઇ દહાડે તેની માતાએ આવા ગાજ તથા રેશમનાં શુશો
ભીત કપરાં પેહેરવાં ન હશે એવા ઉમદા કપરાંથી તે ખુબ ચી-
રડાવા લાગ્યો.

> "What the devil shall I do with all this gauze." ?
> Thus he profanely termed the finest lace
> Which e'er set off a marriage morning face.

વળી સ્ત્રીનો પોશાક કોઇ દહાડે પેહેરેલો નહી તેથી તેનેતો કચવચ થવા લાગી, પણ બાબા મદદ કરતાં સમજાવતો ગયો, અને મોગમમાંજ કહેતો કે "છોકરા, એજ લેબાશમાં તારૂ નસીબ જોર કરશે." વળી બાબાએ ખોટા બાલ પેહેરાવી તેલ સાફ કરી એનો ચોટલો ગુથ્યો, તથા પોશાક પેહેરી રહયા પછી જુવાનને પોતાની શાથે વડી સુલતાંનાના દીવાનખાનાં ભણી તેડી ગયો. અહી ચપલ અને તેજ આંખવાળાં બે મુગાં વેહેતીયાં બેસાડેલાં હતા તેમણે બારણું ઊઘાડ્યું. આપણે અતરે જણાવવું જોઇએકે જ્યારે રાણીએ બાબાને હોકમ કીધો હતો ત્યારે કોઈ એ વાત જાણતું ન હતું. બાબા રાણીનો માનીતો હતો, અને ઘણોજ કાવતરાખોર તથા ખબરદાર હતો. રાણીતો માત્ર ખરીદવાનો હોકમ આપી બેસી રહી હતી, પણ તે માટે કેટલો જોખમ બાબાને ખેચવો પડે તેનો કઇ તેણીને વીચાર ન હતો. જનાનામાં કોઇપણ મરદ બચ્ચાને દાખલ કરવો તે પંદર જણના જીવને જોખમમાં નાખવા બરાબર હતું, તેથીજ રાણીના કહયા વગર તેણે પોતાની અસલ સમજણ પ્રમાણે જુવાનને બાયડીનો વેશ આપ્યો હતો. આથી માત્ર મેહેલમાં એટલુજ માલમ પડતું કે રાણીએ એક નવી દાસી તે દહાડે ખરીદ કીધીછે. જ્યારે બાબા અને જુવાન સુલતાનાનાં દીવાનખાનામાં દાખલ થયા ત્યારે રાણી એક સુનહ્દ તખતપર બેઠી સાહેલીઓ સાથે જુજવીજ ગોફતેગો કરતી હતી. પેસતાંને વાર બાબા રાણીને પગે પડયો તથા તેણીના પગ તલેની જમીનને તેણે બોસો દીધો, અને જુવાનને પણ એજ પ્રમાણે નમસ્કાર કરવાને ફરમાવ્યું. બાબાના આવવાથી રાણીએ એકએક

સાહેલીને રૂખસદ આપી જુવાને તો માત્ર સાધારણ રીતે રાણીને સલામ કીધી, પણ બાબાની ઘણીક જાતની ધમકી છતાં તેણે તેણીના પગ આનંદ જઈ ચુમી લીધી નહી એતો એક નીચ માણસનુ કામ અને જુવાનતો મગરૂબ હતો.

He stood like Atlas, with a world of words
  About his years, and nathless would not bend,
The blood of all his line's Castalian lords
  Boil'd in his veins, and rather than descend
To stain his pedigree, a thousand swords
  A thousand times of him had made an end,
At last perceiving the "foot" could not stand,
Baba proposed that he should kiss the hand.

ઘણીપણુ તાણાજાની છતા પગ ચુમવાને જુવાને ના પાડયું ત્યારે બાબાએ હાથ ચુમીને સુલતાનાને માન આપવાની અરજ કીધી, જે અરજ તેણે તરત ખુશીથી બાહાલ રાખી. સુલતાનાતો જુવાન છત્રીસ વરસની ખુબસુરત શીરકાશીયન જાતની હતી આખા મેહેલમાં તેણીની ખુબસુરતીની વાખવાખી થતી હતી. તેણીનું નામ ગુલબેઆજ કરી હતું, અને તેણી જે હોકમ ફરમાવે તે બજા લાવવાની દરેક માણુસની ફરજ હતી. પાશાઓ અને વજીરોપર પણ તેણીનો અમલ ચાલતો હતો સુલતાનની એણી પ્યારી બાયડી હતી પણ એવીતો સુલતાનની બીજી ચાર પરણી બાયડીઓ હતી, દોડશોએક બાંડીઓ હતી, અને હજાર ઉપર સાહેલીઓ હતી. એકેએક બાંડી તથા સાહેલી ખુબસુરત હતી અને કોઇપણ રાજાની રાણી થવા લાયક હતી. એટલા મોટા કબીનાવચ્ચે માત્ર સુલતાન એકલોજ મરદ હતો. આ ધરતમબોલના જનાનામાં હજારો સ્ત્રીઓ જીદગીના સુખથી બેનસીબ રેહેવાથી દલગીરીની મારી મરી જાય છે. ઘણીકો દુષ્ટ લખ્ખણુમાં પડતી હતી; ઘણીકો ચાકરો સાથ કાવતરા કરી મરદના લેબાસમાં નાસી જતી, અને એમ કરતાં જો કોઇ પકડાઇ જાય તો તેવીને કોથલામાં ગુગલાવી કાલા સમુદ્રમાં ફેકી દેવામાં આવતી હતી. એ જનાનાની ખુબસુરત પરીઓ તરસા માણુસ માફક મરદને માટે તલવલેછે. હાલમાં પણ સુલતાનના મેહેલમાં એવીજ વર્તણુક ચાલેછે. હજારો

નાજુક જીવડાઓ એકાત ખુબસુરતી એજ કારણને લીધે કરમાવેછે સુનતેયાએ જુવાનને ખરીદયો હતો તેમા પણ તેણીની મતલબ હતી. એવી રીતની ઘણીક ખરીદીઓ બીજી સુનતાનાઓ પણ કરવી હતી આ સઘલી અબલાઓની ખીજમતમા હજારો ગોલામો રાખેલા હતા તેઓ તેમને નવરાવે, પોશાક પેહેરાવે, બાલ હોરે—એજ તેમનુ કામ હતું આબા મેહેલમા રાણીનો દોર વધારે ચાલતો હતો તેણીની સામે કોઇ ટુકારો પણ કાઢવુ નહી રાજાપર વતીક તે ણીના હોકમ ચાલતો હતો તેણી ચાહે તો હજારોના ડોકા ખડીપલમા પોતાના પગ તલે મેલાવતી હતી આ સર્વ જનાનાપર એક કીસલાર પાશા નામે જબરો, પણ બોજો, આગો મલકત હતો. સર્વ હોકમ એની મારફતે થતા હતા, તોપણ એ રાણીના ગોલામ દાખલ હતો અરજ કરવી—એ મુદલ ગણી સમજતી ન હતી , હોકમ કરવો—એજ તેણીને જાણે નાનપણથી ધર્મ બોધ મલ્યો હતો.

> Her very smile was haughty, though so sweet,
> Her very nod was not an inclination,
> There was a self will even in her small feet,
> As though they were quite conscious of her station,
> They trod as upon necks, and to complete
> Her state (it is the custom of her nation),
> A poniard deck d her girdle, as the sign,
> She was a Sultan s bride, (thank God, not mine)!

બાબાના ફરમાવ્યા પ્રમાણે જ્યારે જુઆને માન ખાતર સુનતાનાનો હાથ ચુમ્યો ત્યારે અસારત થયાથી બાબા દીવાન ખાનામાથી ચાલી ગયો. હવે રાણી ઉઠીને જુવાન જ્યા ઉભેલો હતો ત્યા આવી એના ખભાપર પોતાના બને હાથ મુકી, જાણે હોકમ કરવી હો તેમ "અયે, છોકરા, તુ પ્યાર કરતા જાણે છે!" એવો સવાલ પુછયો. આ સવાલ કાનપર પડતાજવાર જુવાનને જુલીયા તથા હાયેદીની હાલત યાદ આવી અને પોતની સુસીબતપર વીચાર કરતા, જવાબ આપ્યા વગર, તે દસકે દસકે રડવા લાગો એતો અઢાર વરસની ઉમર થઇ તેપ્બામા તો આ

રનો નીશાળે બે વર્ષોંત અભયાસ કરી ચુકો હતી, અને તેથીજ રાણીએ જ્યારે તેને એવો સવાલ કીધો ત્યારે તેનાથી પોતાના ઉભરા સહણ થઇ શકયા નહી, ત્યારે તે રડવા લાગો. જુવાનની આંખમાં આંસુ આવેલાં જોઇ ગણી ગભરાઇ ગઇ. તેણીએ કોઇ દહાડે પણ કોઇની આંખમાંથી આંસુ ટપકતાં જોયલાં નહી તેથી જુવાનની આખમાં આંસુ જોઇ તેણીની આંખમાં પણ પાણી આવી ગયું. તરત આંખો લુછી નાખી ગુલબેયાજ એકદમ જુવાનને ગલે વલગી પડી. જુવાને પણ હૈયું મકમ રાખ્યું, અને તેણીના ગોલામ તરીકે રહી તેણીની સાથ મોહબ્બત બાધવા સાફ તેણે ના પાડયું. કોઇપણ વાતમાં ગુલબેયાજે કોઇ દહાડે નાફરમાની સાંભલેલી નહી, તેથી એકાએક આ જુવાન્યોને મોહડેથી "ના" સાંભલી તેણી તેનો આગનથી ઉછલી પડી, અને એક ખુની માણસની માફક જહનુન મા આવી ગઇ. પણ એક પલવારમાંજ તેણીનું જહનુન ગેબ થઇ ગયું,અને એક કોચ પર અઢેલીને તેણી નવધાર આસુએ રડવા લાગી. એ વખતે જુવાનને જાતે કાપી નાખે, અથવા એને જલાદને સવાધીન કરે—એવા એવા વીચારો તેણીના મનમાં આવવા લાગા. પણ જુવાન તેણીને રડતી જોઇને પીગલ્યો, અને તેણીની આગલ જઇ પતાવી વાહીને તેણીને શાંત કીધી. તેવામાં પેલા બાબા ગોલામ રાજાનો પેગામ લઇ આવ્યો, કારણ કે રાતના રાણીની મોલાકાતે આવવાની અગાઉ સુલતાનહમેશ કેહેણ મોકલતો હતો. ગુલબેયાજે તરત પોશાક સજારી પોતાની સહિલીઓને બોલાવી, અને જુવાનને પણ તેમની સાથ બેસાઇ જવા ફરમાવ્યું. એવામાં રાજા પણ ઓજાઓના તથા મસાલચીઓના રસાલા સાથ રાણીના દીવાનખાનામાં બીરાજ્યો. થોડીક વાતચીત કીધા પછી રાજા રાણી પોતાના ઓરડામાં ગયાં, અને બીજે રસ્તે સાહેલીઓ પણ પોતાના સુવાના ઓરડામાં ગઇ. એકબુઢ્ઢી સાહેલી આ સર્વ જુવાન કન્યાઓપર હોકમ કરતી હતી. જેવી સાહેલીઓ ઓરડામા ગઇ કે આખો ઓરડો તેમની કાચ કીચથી ગાજી રહયો, અને ચલ્પાંના માલામાં જેમ ખચાં ગંધાય તેમ તે રાત આ પાદશાહી મેહેલમાં બંધ પડયાં.

But, when they reached their own apartments, there,
Like birds, or boys, or bedlamites, let loose,
Waves at spring tide, or women anywhere,
When freed from bonds (which are of no great use)
After all), or like Irish at a fair,
*Their guards being gone and as it were a truce*
Established between them and bondage, they
Began to sing, dance, chatter, smile and play.

આ રાતે તો સર્વે સાહેલીઓ જુવાનની આસપાસ ફરી વલી, અને તેણીના કાનમાં બાલી ન હોવાથી તેઓ એની ખામી કાઢવા લાગ્યાં. કોઇ તેનો ચેહેરો, કોઇ તેનો પોશાક તપાસતું, કોઇ તો તે મરદના જેવો ઉંચો છે એમ ટીકા કરતું, અને વલી તે મરદ હોય તો ઘણું સારૂં એમ કેટલીક તો અંતઃકરણથી દુવા માગતી હતી. એક જણીએ આની જુવાનની ખુબસુરતીની તારીફ કીધી તથા એનું નામ પુછ્યું. જુવાન પોગ્રેસ હતો, તેથી જુવાના કરી ડોકો બેસાડ્યું. પણ હવે એને સાથે સુવાડવાની તજવીજ થઇ. જુવાનને છેક સાંજે ખરીદયો હતો, તેથી તરત તેને માટે બીછાનાનો સવારના હોકમ જાય તે અગાઉ આજ રાતના કયાં શુવાડવો તે માટે પેલી બુડ્ઢીને ફકર પડી. આખરે ઘણીક કન્યાઓની મારામારી વચ્ચે દુડું નામની એક તુરકી સાહેલી સાથે જુવાના સુતી. બાબાએ જેમ તેમ કરી તેણીને પોશાક તો પેહેરાવ્યો હતો, પણ હવે કાઢવામાં બહુ અડચણ પડી. આખરે દુડુએ તેને મદદ કીધી અને બંને જણાં બતી બુજાવી ઉંઘી ગયાં. આ ઓરડામાં સુતેલી સર્વે સ્ત્રીઓ જુદે જુદે દેશની હતી, તેથી તેમને કવિ ભાતભાતનાં ફુલ ફુલાદીથી ભરપુર એક બાગ સાથ સરખાવેછે.

Many and beautiful lay these around,
Like flowers of different hue and clime and root,
In some exotic garden sometimes found,
With cost and care and warmth induc'd to shoot.

જ્યારે મધરાત પડી ત્યારે એક વાતથી આખુ જનાનખાનું ચોંકી ઉઠ્યું. જે બેનપણી સાથ જુવાના સુતી હતી

તેણી એકાએક ચીસ પાડી જાગી ઉઠી, અને આખો મેહેલ નજાની મુકપો એગલુ સારૂ થયુ કે આ વખતે જુવાના તો ભર ઊંધમા પડેલી હતી તેથી તેણીને જયારે આસપાસનાઓએ ઉઠાડી ત્યારે તેણી પણ ઉઠી બગાસા ખાવા લાગી, અને આ શોરનુ કારણ પુછવા લાગી જનાનામાથી તો એકે એક સાહેલી બાડી અને ગોતામો નાગે બદનેજ દુડુના બીછાના આગળ જમાવ થયા

But wide awake she was and round her bed,
  With floating draperies and with flying hair,
With eager eyes, and light, but hurried tread,
  And bosoms, arms, and ankles glancing bare,
And bright as any meteor ever bred
  By the North Pole—they sought her cause of care,
For she seem'd agitated, flush'd and frighten'd,
Her eye dilated and her colour heighten'd.

વાત તો નજીવી હતી પણ શોરતા જબરો મચ્યો હતો દુડુએ સ્વપનામા એક ઝાડપર સુનેરી ફળ લટકતુ જોયુ તે તેણી તોડવા ગઇ પણ તેવામાજ એક મધમાખીએ તેણીને ચટકો મારયો, અને જાણે ડખ ખરેજ લાગો હોય તેમ તેણી ઉઘમા બુમ પાડી ઊઠી સરવે જણીએ એણીને ખુબ ઠપકો આપ્યો, અને પાછા જગેવગે થઇ ગયા. બીજે દહાડે સુનતાનાને આ વાતની ખબર થયાથી તેણીએ જુવાનાને તથા દુડુને કોથનામા ઘાલી કાના સમુદ્રમા નખાવી દેવાનો વીચાર કીધો બાબા અને સુનતાના બહુ બીહીતા હતા કે રખેને જુવાન કઇ રીત લનચાઇ ખગ વેશમા જણાઇ જાય, તેથી રાણીએ ઉઠતાને વાર સુનતાનને રૂખસદ આપી બનેને પોતાની હજુરમા આવવાનો હોકમ કીધો, પણ જયારે જુવાના તથા દુડુની ખરી હકીકતથી તેણી વાકેફ થઇ ત્યારે તેજ દહાડે ખુબ માલ તથા ખજાનો લાધી બાબાની મસનતથી રાણી જુવાન સાથ રાતોરાત નીકલી ગઇ એ વખતે જુવાને પોતાના મીત્ર જોનસનને પણ યાદ કીધો અને તેને પણ પોતાની મસનતમા દાખલ કરી તેનેબી પોતાના કાફલામા જોડયો બાબા પણ એમની સાથે નીકલી આવ્યો

અને થોડાક દહાડા કુચ કરીને તેઓ રરપનોની છાવણીમાં આ-વી લાગાં. એ વખતે રૂશીયાની ગાદીપર કેથેરાઇન રાણી રાજ-કરતીહતી, અને તેણી તથા તરકીના સુલતાન વચે કઇ ગેરસમજુતી થવાથી તેણીએ તુરકી સામે લડાઇનો ધંધેરો કાડયો હતો. જ્યારે જુવાન તથા તેનો કાફલો રૂશીયાંનોની છાવણીમાં આવી લાગો ત્યારે તો રૂશીયાંનોએ તુરકી લોકોના ઇસમેલ નામના કીલ્લા પર ઘેરો નાખ્યો હતો. જ્યારે જુવાન તથા જોનસન વડા સર-દાર આગલ જઇ ઊભા અને પોતાના કુટુંબપર તેનો આસરો-માગ્યો, તયારે સરદારે તેમને કેટલોક ઠપકો આપ્યો, અને આ-વે વખતે બાયડીઓને બાહાર લાવવા સામે કેટલીક નશીયત દીધી. તોપણ બૈરાંઓને પછવાડે નાખી જુવાન અને જોનસનને તેણે પોતાની એક લશકરી ટુકડીમાં સામેલ કરી ઇસમેલના કી-લ્લાપર તેજ દહાડે ચડાવો કરવાનો હોકમ આપ્યો. હજારો અને લખો લોકોની ખુવારી વચે આ કીલ્લો હાથ આવ્યો, અને આ-ખ્માં શેહેરમાં જાણે લોહીની નદી વેહેતી હોય તેમ દેખાવા લાગું. રશીયન કોસેકોએ આખું શેહેર લુટી લીધું તથા સ્ત્રીઓ અને છોક-રાંપર ગમેતેમ જાસ્તી ગુજારવા માંડી. આ લડાઇમાં જુવાને ઘણી બાહાદુરી બતાવીતથા કીલ્લાની દેવાલપર હજારો પીસતોલના બાર વચે તેણે પેહેલો વાવટો ઊરાડયો, તેથી વડા સેનાધીપતીએ એને એક નવો લશકરી એતાબ આપ્યો તથા રશયાની શેહેનશાહબાનુ કેથેરાઇનપર પણ એજ લડવઇઆની તારીફમાં કાગજ લખી આ જીતની વધાઇનો પેગામ પુગાડવા એનેજ નામદાર એલચી તરીકે મોકલવામાં આવ્યો. જે દહાડે ઈસમેલ શેહેર હાથ કીધું તેજ દહાડે કેટલાક કોસેકો એક દશ વરસની જુવાન મુસલમાન છોકરી પછવાડે લાગા હતા તેમને કતલ કરી, ભારે સંકટથી આ નારને જુવાને બચાવી હતી અને તેણીને પણ સેંટ પીતર-સબરગની દરબારમાં પોતાની સાથે લઇ ગયો. જુવાનનો દીલ-ગુરદો અસલથીજ નરમ અને દયાલુ હતો, તેથીજ તેની માયા ઉસકેરાવાથી આ માબાપ વગરની છોકરીને એણે પાલવાનો ઠગવ કીધો. રૂશીયાની કેથેરાઇન રાણી ઘણી લંપટી હતી, અને કુમા-રીકા તરીકે ડોલ ઘાલી તેણી ઘણાક છુપા ભરથારો રાખતી હતી.

જે સરદારપર તેણી હસતી હતી તેનો ચેહેરો પાર ઉતરતો.
જ્યારે જુવાન દરબારમા બીરાજ્યો અને રાણીના હાથમા મે
નાથીપતીનો કાગજ આપી રાણીના પગે બોસો દેવા વાંકો વલ્યો
ત્યારે રાણી તેનો નોજવાન ચેહેરો જોઈ ખુશ ખુશ થઈ ગઈ

ઘણાક મહીના શુધી રાણીની મેહેરબાનીની તલે રહ્યા પછી
બાહાર ઘણી ગપ ફેલાયાથી કેથેરાઇન રાણીએ જુવાનને વેનાત
દેશમા કંઇ રાજદ્વારી બાબદ સંબંધી ખાશ એલચી
તરફે મોકલ્યો જુવાનની સાથે પેલી મુસલમાન છોકરી
પણ ગઈ જુવાનને વેનાત દેશ જોવાની ઘણી હોસ
હતી, તેથી રાણીની આ ખાશ મેહેરબાનીથી બહુ મગ
રૂરતો હતો પોનાદ જરમની વગેરે દેશોમા મુસાફરી કરી એક
બે મહીનામા તે વેલાત આવી પુગો એના આવવાની સરૂને
વરી હતી તેથી સઘલી મંડલીઓમા આ રૂશીયાન એલચી વીશેજ
ચરચા ચાલતી હતી, આગબોટમાથી દોવર શેહરમા એ ઉતરયો
અને ત્યાથી ગાડી કરી લંડન તરફ કુચ કરવા માંડી આખો
દહાડો ગાડીમા કંટાલો ખાવાથી સાંજના એ લંડનથી થોડેક દુર
ઉતરી પડયો, અને આસ્તે આસ્તે પગે ચાલતા લાગ્યો વેલા
તમા કોઈ આવકાર નથી તથા ત્યાના લોકો નેક પ્રસનતનાં
હશે, સ્ત્રીઓ ખુબસુરત અને નેક હશે, કાયદા સારા
હશે, અને દેશના લોકો લુટફાટ દંગા વગેરે હીના કામો જાણ
તા પણ નહશે,—એવા એવા વીચારમાજ એ ચાલતો હતો
તેવામા એકાએક ઝાડની છાયા તલે ભરાયલા એક ઇંગ્રેજ ચોરે
એકદમ એનીપર ધસારો કીધો અને ગલા આગલ ભરેલી પી
સતોલ ધરી તરત સઘલું નાણું આપવા ફરમાવ્યું

Here are chaste wives, pure lives, here people pay
  But what they please, and, if that things be dear,
'Tis only that they love to throw away
  Their cash, to show how much they have a year
Here laws are inviolate, none lay
  Traps for the travellers, every highway's clear
Here—he was interrupted by a knife—
With— Damn your eyes! your money or your life!

*જુવાન પેહેલાતો સમજ્યો કે એનચીઓને સનામ કરવા-
ની આ દેશમા એવીજ ચાલ હશે તેથી થોડોવાર દસઇને ઊ-
ભો રહયો, પણ પેના ચોગના બોલનાથી આ શુધરેલા દેશની
રીતી પામી ગયો, અને તરત પોતાના ગજવામાથી પીસતોલ
કાઢી પેનાનો તેજ ઘડી છીન લીધો એવામા પીસતોનના સાહ-
ચીએની ગાડી જે આગલ ચાલી ગઇ હતી તે પાછી ફ-
રી અને તે દેશમા આવતાને વારજ એણે ખુન કીધુ
તે માટે ગાડીવાનજ દમ મારવા લાગ્યો જુવાને તો કઇ દરકાર
કીધી નહી, અને ગાડીવાનાને ચુપચુપ હાકવાને ફરમાવ્યુ. હોતલ
આગલ જઇપુગા ત્યારે રાતપડવા આવી હતી તેથી પેશીઆઓ-
નો ત્યા સારો જમવ એકઠો થયો હતો ગાડીમાથી ઉતરતાને
નાગ જુવાનને તેઓ ચલાવવા લાગી.

They reached the botel forth streamed from the front
door

A t de of well clad waiters, and around
The mob stoo l and, as usual, several score
Of those pedestrian Paphians who abound
In decent London when the daylight s o er

બીજે મ્હાડે એના આવવાની ખબર પડવાથી નામીચા
પ્રધાનો એની ભેટ લેવા આવ્યા અને દરબારમા પોતાનુ સુખ
લાગ નવુ ગનુ ઠરી એ બોરાજના નાગો એની પદવી મોટી
હતી અને વળી એ કુવારો હતો તેથી એની પર રોજના સેકડો
નોતા આવતા હતા નાચમા, ખાડેરખાનામા, પરદેશવનમા એ છુ-
ટથી ભાગ લેતો હતો

Fair virgins blush d upon him wedded dames
Bloomed also in less transitory hues
For both commodities dwell by the Thames,
The painting and the painted youth, ceruse
Against his heart preferr l their usual claims,
Such as no gentleman can quite refuse
Daughters admir d his dress and pious mothers
Inquir d his income, and if he had brothers

વેલાત દેશમાં ઉમરાવો અને ઊમરાવજાદીઓને મનસે રાત દીસ લાગેછે, અને દીવસને વખતે રાત પડી હોય તેમ તેઓ ઊંઘ કાઢેછે. કામ તેમને કંઇજ નહી; ફરવું, શણગાર કરવો, જુગાર રમવો, નાચવું, કુદવું, અને સવારનાછ વાગે સુવું એજ તેમનું કામછે. આખો દહાડો થાકથી તેઓ નીંદ્રાવશ પડેછે, અને રાત પડી કે વલી કોઇ નાચ પારટીમાં જવાની તૈયારી ચાલેછે. વેલાતમાં આવીને જુવાન પણ આવી મોજ મજાહને આધીન થઇ પડયો તેથી કવિ તેને ચેતવણી આપેછે.

*O my gentle Joan!*

Thou art in London—in that pleasant place
Where every kind of mischief 's daily brewing,
Which can await warm youth in its wild race.
'Tis true that thy career is not a new one,
Thou art no novice in the headlong chase
Of early life, but this is a new land,
Which foreigners can never understand.

જુવાન જે તુરકી છોકરીને પાળતો હતો તેણીનું નામ લીલા કરી હતું. ખ્રીસ્તી ધર્મમાં વટલવાને તેણીને ઘણું પણ સમજાવ્યું પણ આ નાની છોકરીએ પોતાના બાપદાદાના ધર્મથી ફરવાને ગાફ ના પાડી. આ છોકરીને ઇંગ્રેજી ભાષાની લાયક કેલવણી આપવાના વીચારથી જુવાને પોતાની સ્ત્રી સનેહીઓમા પુછરછ કરવા માંડી. ડોન જુવાન માનમરતબાવાલો હતો તેથી તેની આગલ કેવા કેવા ઓપેદારો મધમાખ માફક બનબનવા લાગા, તેનો ખ્યાલ આ લીટીઓ પરથી આવશે.

How all the needy honourable misters,
Each out-at-elbow peer, or desperate dandy,
The watchful mothers and the careful sisters,
(Who by the bye, when clever, are more handy
At making matches, where " 'tis gold that glisters '
Than their *he* relatives), like flies o'er candy
Buzz round " *the* Fortune" with their busy battery,
To turn her head with waltzing and with flattery!

એક જુવાન ભોભાવાલા છોકરાપર વેલાતનાં બૈરાઓ ખુ-

